કાપડના વેપારી

શ્રીયુત વાલજી દેવશંકર મહેતા, મુંબઇ.



વળાવદ નિવાસી

જન્મ સંવત ૧૯૪૪.

શ્રીકૃષ્ણ પ્રેસ, મુંબઇ ૨.




## શ્રીયુત વાલજી દેવશંકર મ્હેતા જોગ

મુંબઇ.

મુરબ્બી બન્ધુ !

આપ એક આપણા શિહોર સંપ્રદાયના વળાવડ ગામના મ્હેતા કુટુંબમાં જન્મ લઇ, બાહોશીથી આગળ વધી, મુંબઇ જેવા પ્રવૃત્તીમય શહેરમાં કાપડનો વેપાર કરી, આજે એક પ્રતિષ્ઠિત વેપારી તરીકે પુરવાર થયા છો. વર્તમાનમાં આપ એક ધનાઢ્ય વેપારી છતાં, આપનુ જીવન સાદું, રસાળ અને ઉદારવૃત્તીથી જ્ઞાતિ હિતમાં રોકાએલું જોતા, હમોને જેટલો આનંદ થાય તેટલો ઓછો છે.

આ મંડળનો પણ "જ્ઞાતિ હિત" એજ ઉદ્દેશ હોવાથી જ્ઞાતિમાં તર્ક શકિત ખિલવવાને માટે દર વર્ષે જુદાં જુદા વિષયો ઉપર ઇનામી નિબન્ધ માગવામાં આવે છે. તે રવૈયા અનુસાર ગત વર્ષમાં પણ "પ્રાચીન અને અર્વાચિન આપણી ઉદીચ્ય જ્ઞાતિની સ્થિતિનો મુકાબલો અને તેમાં હાલ થવા જોઇતા સુધારા" એ વિષય ઉપર ઇનામી નિબન્ધ માંગવામાં આવ્યો હતો, અને તેની હરિફાઇમાં પ્હેલું ઇનામ જીતનાર લેખકનો આ લેખ છપાવવામાં આવ્યો છે, તેના છપાવવાના ખર્ચની આપની પાસે માગણી થતાં, આપે ઘણીજ ખુશીથી સ્વિકારી હમોને આભારી કરેલ છે. તે હમો ભૂલી જતા નથી.

આ પુસ્તકમાં આપનો ફોટો મુકવાની મંજુરી હમારા ઘણાજ અત્યાગ્રહથી આપે આપી, હમારા કાર્યમાં ઉત્તેજન તથા પુસ્તકની શોભામાં વૃદ્ધી કરેલ છે.

આપની આ મંડળ પ્રત્યેની ભલી લાગણી તથા શુભા શિષ જોતાં આ પુસ્તક આપનાજ હસ્તમાં મુકી, આપનું શુભ ઇચ્છી વિરમિયે છીએ અસ્તુ:

લી૦ સેવકો,

**જ૦ અ૦ વળાકર ત્રિવેદી**
**જટાશંકર પુરૂષોતમ રાવળ**
સંયુકત મંત્રીઓ.

"શ્રી વળા ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિ હિત વર્ધક મંડળ"—મુંબઇ.

# પ્રસ્તાવના.



**શ્રી વળા ઔદિચ્ય સહસ્ત્ર જ્ઞાતિ હિતવર્ધક મંડળ** તરફથી સ્વજ્ઞાતિ હિતાર્થે નિબન્ધમાળાની યોજના શરૂ થયા પછી આ પુસ્તક બીજા મણકા રૂપે બહાર પડેછે કહેવત છે કે "સારા કાર્યમાંસો વિઘ્ન" એ પ્રમાણે આ પુસ્તક બ્હાર પાડવામાં લેખકને અને અમોને પણ કાંઇક અનુભવ થયોછે, તો પણ આ નિબન્ધને એક પુસ્તકના આકારમાં બ્હાર પાડી સ્વજ્ઞાતિ બન્ધુઓના હાથમાં મુકવાને અમો ભાગ્યશાળી થયા છીએ.

આ મંડળ તરફથી પ્હેલું પુસ્તક "**બ્રહ્મચર્ય**" નામે બ્હાર પડયું છે, અને તેના લેખક **ભાઇશંકર ગોપાળજી મહેતા** હતા, અને તેજ પ્રમાણે આ પુસ્તકના લેખક પણ તેજ ભાઇ હરિફાઇમાં આગળ આવ્યાછે, તે જોઇ તે ભાઇને અમો સહર્ષ અભિનન્દન આપીએ છીએ

**બ્રહ્મચર્ય**ને છપાવવાનો સઘળો ખર્ચ સ્વજ્ઞાતિ બન્ધુ શિહોર નિવાસી શ્રીયુત **છગનલાલ વિઠ્ઠલજી ત્રિવેદી** તરફથી આપવામાં આવ્યો હતો, જ્યારે આ પુસ્તક છપાવવાનો સઘળો ખર્ચ સ્વજ્ઞાતિ બન્ધુ વળાવડ નિવાસી શ્રીયુત **વાલજી દેવશંકર મ્હેતા** તરફથી આપવામાં આવ્યોછે તેથી તે બન્ધુનો અમો આ ટાંકણે સવિનય આભાર માનવાની રજા લઇએ છીએ.

આ પુસ્તક છપાવવા માટે પ્રેસમાં ગયા પછી, ઉપર જણાવ્યા પ્રમાણે અમોને અમારા જીવનના શુભાશુભ પ્રસંગો પ્રાપ્ત થવાથી સમયની પ્રતીકુળતા વધી હતી, તેથી પ્રુફ

વિગેરે તપાસવામાં કોઈક ઠેકાણે ભુલો રહી ગઇ હોય અને તેથી વાકયના અર્થમાં ફેરફાર થઇ જતો હોય તો તે માટે અમો વાંચકોની ક્ષમા ચાહીએ છીએ, અને સુધારીને વાંચવા ભલામણ કરીએ છીએ.

દરેક પુસ્તક બ્હાર પડતાં તેની કાંઇક પ્રસ્તાવના રજુ કરવી એવો રવૈયો પડી ગયેલ હોવાથી, પ્રસ્તુત લેખના સંબંધમાં પણ અમારે કાંઇક વાંચકો વાંચે તે પહેલાં પ્રસ્તાવ રજુ કરવો જોઇએ આ લેખમાં લેખકે અનુક્રમે ઔદિચ્યોની ઉત્પતીથી માંડી, પ્રાચીન માધ્યમિક અને અર્વાચિન સ્થિતિનું પુરેપુરૂં ભાન કરાવ્યુંછે, અને સાથે સાથે વર્તમાનમાં શું ? સુધારા જોઇએ, તે પણ વર્ણવવાને લેખક કાળજી પુર્વક ચુકેલ નથી, વળી પ્રાચીન કાળમાં આપણા પુર્વજો રૂષિ મુનિયોમાં ધાર્મિક સંસ્કારો કેવા હતા ? તે કલ્પના શક્તિથી પરન્તુ સત્યથી વેગળા ન જઈ, વર્તમાન ઉદિચ્યોને ધડો લેવા લાયક મુકાબલો કરી રજુ કર્યોછે, તે ખરેખર ચાલ્યું જતું બ્રહ્મતેજ પુનઃ પ્રાપ્ત કરવા દરેક હૃદયને સચોટ છાપ પાડે તેવાછે.

આ લેખમાંના લેખકના મુકાબલાથી વર્તમાન સ્થિતિનું ભાન કરાવનારા કેટલાક વિચારો (શબ્દો) ઘડીભર કોઇ વ્યકિત પરત્વે માની લે તો મનાય, અને ટીકા રૂપ કરવા લાગે તેવા હશે. પરન્તુ તે સામાન્ય, સામાજિક અને સત્ય હોવાથી કોઇએ વ્યકિત પરત્વે અંગત માની લઈ, માઠું લગાડવાનું નથી પરન્તુ તેથી ઉલટું વર્તમાનના ચાલુ દોષો-માંથી વ્હેલું મુકત કેમ થવાય ? તેમ ઇચ્છી, ગુણગ્રાહી થવાનુંછે.

ઔદિચ્ય જ્ઞાતિના ઇતીહાસિક સાહિત્યમાં " **ઔદિચ્ય પ્રકાશ** " નામના બે ગ્રંથોછે, તેમાંનો એક અસલ કે જે ગુર્જર નરેશ **મુળરાજ સોલંકી**ના વખતનો છે તે ઉપરથી ખરો આધાર લઇ શકાય, અને બીજો ગ્રંથ હમારા વળાના **ત્રવાડી–બધેકાની** પાટી ( જમીન ) કે જે અગાઉ **વળા સ્ટેટની** જપતીમાં હતી, તે વખત દરમિયાન તે વખતના સ્ટેટ કારભારીએ પાટીને હિસાબે છપાવેલછે. પરન્તુ તેમાં કાળ જતાં ભવિષ્યમાં વળામાંથી જમીન ઉપરના બ્રાહ્મણોના હકો ઉડી જાય, તેવા પ્રયત્નો કરવામાં આવ્યા હોય એવું જણાયછે. માટે તે ગ્રંથ જ્ઞાતિના ઈતિહાસિક સાહિત્ય તરીકે નિરૂપયોગીછે એમ અમારૂં માનવુંછે.

આ લેખ લેખકે સાદી અને સરલ ભાષામાં સંભાળ પુર્વક લખેલો હોવાથી સાધારણ ભેજા પણ સહેલાઈથી વાંચી અને મનન કરી શકે તેમછે તેથી ઔદિચ્ય જ્ઞાતિ બન્ધુઓ ઉપરાંત ઔદિચ્ય જ્ઞાતિ ભગિનીઓને પણ આ લેખ એકવાર ખાસ સંપૂર્ણ વાંચી જવા અમો આગ્રહ પુર્વક વિનવીએ છીએ.

ઉપસંહારમાં આ પ્રસ્તાવના પુરી કરતાં જણાવવાની રજા લઇએ છીએ કે આ મંડળ તરફથી યોજાએલી નિબન્ધ માળાના પ્રકટ થતાં દરેક પુસ્તકો જ્ઞાતિ બન્ધુઓ અને બ્હેનો વાંચી અને તેમાંથી કંઇને કંઇ મેળવશે તો મંડળે અને લેખકે કરેલો પ્રયાસ કંઇક અંશે સફળ થયો ગણાશે. અસ્તુઃ

**જ૦ અ૦ વળાકર ત્રિવેદી,**

**લક્ષ્મીશંકર ગોપાળજી બધેકા,**

**નિબન્ધમાળા પરિક્ષક કમિટીના સભ્યો.**

લેખક

રા. રા. ભાઈશંકર ગોપાળજી મ્હેતા.



વળાવડ નિવાસી

જન્મ સવત ૧૯૫૨ પોશ વદી ૦))

શ્રીકૃષ્ણ પ્રેસ, મુંબઈ ૨.

श्री "वळा औदिच्य सहस्त्र ज्ञातिहितवर्धक मंडळ" मुंबई.

॥ ॐ ॥

॥ श्रीसद्गुरवे नमः ॥

# "प्राचीन अने अर्वाचिन आपणो औदिच्य ज्ञातिनी स्थितिनो मुकाबलो अने तेमां हाल थवा जोईता सुधारा."



लेखकः—भाईशंकर गोपालजी म्हेता. मु. वलावड.

## प्रवेश.

**सत्यान्नास्ति परो धर्मः** सत्य सिवाय अन्य कोई धर्म नथी प्रत्येक धर्म मात्र सत्य वस्तु शोधवाने माटेज स्थापवामां आव्याछे. सत्यना पाया उपरज दरेक धर्म रचाया छे. ईश्वर जे सत्य छे-नित्य छे तेने मेळववा माटेज मनुष्यो जुदा जुदा धर्ममां दाखल थायछे. गमे ते संप्रदायनो माणस पछी ते ब्राह्मण हो के वणिक हो; हिंदु हो के मुसलमान हो; पारसी हो के याहुदी हो; जैन हो के बुध्ध हो; ख्रीस्ती हो के कोइ तेवाज बीजा संप्रदायनो हो; परंतु जो ते सत्य परायण रही पोतानुं जीवन सत्यमांज व्यतीत करे तो ते सहेलाइथी परमात्मपदनो अधिकारी थइ शके कारण के जेम जेम जुदी जुदी सरिताना जळ एक अगाध महासागरमांज विरमेछे तेम जुदा जुदा धर्मो द्वारा आत्मा, अनंत, अविनाशी, अव्यय अने सत्य स्वरूप परमात्मामांज स्थिर थायछे. सत्य ए स्वर्गीय सद्‌गुण छे अने ते प्रभुनो पोतानो खास गुण छे. सत्कर्म, सद्विचार, सद्वाणी ए सर्वे ते दिव्य धाम-स्वर्गीयस्थान तरफ लइ जनारां साधन छे. तेथी प्रभुना उपासको ए—सत्यना शोधकोए—स्वर्गना मुमुक्षोए सत्यना उपासक थवुं जोइए सत्यने माटे पोतानां सर्वस्वनो भोग आपवो जोइए. सत्य बोलतां कदाच अपकीर्ति थाय—सत्य

આચરતાં કદાચ વિઘ્નો નડે તોપણ સત્ય વસ્તુનું પ્રતિપાદન કરતાં કદાપી અચકાવું નહિ. જન સમુહની દૃષ્ટિએ સત્ય ખડું કરતાં અસહ્ય સંકટો વ્હોરવા પડે તો તે વ્હોરો, આત્માનું બલિદાન આ- પવું પડે તો તે આપો પરંતુ સત્ય માર્ગથી પતીત થાઓ નહિ. સત્યમાં વિશ્વાસ રાખો, શ્રધ્ધા રાખો. **सत्यमेव-जयते ।**

આ નિબંધ લખવામાં અને આપણી અર્વાચીન સ્થિતિનું ચિત્ર આલેખવામાં અને તેના સુધારામાં મને જે વિચારો સત્ય લાગ્યા છે તે મેં જ્ઞાતિ સમક્ષ રજુ કર્યા છે. તેમાં કેટલાક વિચારો એવા પણ હશે કે જે અમુક કુટુંબ અથવા વ્યક્તિને તે પોતાને માટેછે એમ ધારવાનું મન થાય પરંતુ તે વિચારો મને સત્ય જણાયછે અને સત્ય પ્રગટ કરવું તે મારો પવિત્ર ધર્મછે એમ સમજી જ્ઞાતિ જનોની પીછાન માટે આ નિબંધમાં દર્શાવ્યા છે.

આ જમાનો આગળ વધવાનોછે દરેક દેશ આગળ વધેછે. આપણો આર્યાવર્ત પણ કાચબાની ગતિથી ગમન કરેછે. તે સર્વની સાથે આપણી ઔદિચ્ય જ્ઞાતિ પણ કીડીની ગતિથી ચાલવા લાગીછે. સુધારાનો મહાન સમુદ્ર તેને તરવાનો છે. સમુદ્ર પટ ગમે તેટલો લાંબો હોય છતાં જો પુલનું સાધન હોય તો કીડીપણ તે પટ સુગમતાથી તરી જાયછે. આપણી જ્ઞાતિને તારવા માટે સુધારાની યોજનારૂપી પુલ આપણે આ નિબંધ દ્વારા બાંધશું અને તે સાધનની સાહાય્યથી આપણી જ્ઞાતિને નિર્દિષ્ટ સ્થાને લઇ જશું હવે જેટલો સમય વ્યતીત થાયછે તે નિરર્થક જાયછે માટે ચાલો આપણે મુળ વિષયમાં પ્રવેશ કરીએ.

## શા માટે ઔદિચ્ય જ્ઞાતિમાંજ સુધારો?

ઔદિચ્ય જ્ઞાતિનું પ્રત્યેક ઉત્સાહી, હિતચિંતક અને યુવાન હૃદય એક અવાજે ઝણઝણી ઉઠેછે અને સખ્ત શબ્દોમાં સિંહ ગર્જના કરી એક બાજુથી પોકાર કરે છે કે ઔદિચ્ય જ્ઞાતિના સ્ત્રી પુરૂષો જાગૃત થાઓ તમારી ઘોર નિંદ્રા ત્યજો; મીંચેલા નેત્રો ખોલો અને જુઓ કે ઔદિચ્ય જ્ઞાતિની ઉન્નતિનો ઉષાકાળ કેવો ખીલ્યોછે? થોડા સમયમાં સુર્યોદય થશે. નવીન પ્રકાશ, નવું

ચૈતન્ય, નવી જાગૃતિ અને નુતન ભાવનાઓ ઔદિચ્ય જ્ઞાતિસૃષ્ટિમાં પ્રસરશે એ દિવ્ય પ્રકાશમાં આપણી જ્ઞાતીના વૃક્ષો-પુરૂષો પ્રકાશિત થશે; દર્શનમાત્રથીજ હૃદયના મલીન ભાવો નષ્ટ કરી હૃદયમાં નિર્મળતાનો પ્રવાહ વહેવરાવનતરી શાંત અને રમણીય ઔદિચ્ય જ્ઞાતિની વેલીઓ-સ્રીઓ-દેવીઓ વીરાંગનાઓ નવ પલ્લવિત થશે ઉછરતા પોષાતા-ભાવિઆશાઓની સફલતાની ઝાંખી આપતા નાના રોપાઓ જ્ઞાતિના બાળકો નવીન વિચારોથી પોષાશે-નવીન આનંદમાં ખેલશે પરંતુ તે પૂર્વે આ ઉષાકાળનો સંપુર્ણ લાભ લઈ, આત્મ સુર્યનો પ્રકાશ ઝીલવાને સમર્થ થાય તેવાં સંસ્કારી હૃદય તૈયાર કરવા માટે સત્ય અને સાત્વિક સુધારો ઔદિચ્ય જ્ઞાતિમાં શરૂ કરો બીજી બાજુથી જ્ઞાતિ સુધારક માસિકો સુધારણા માટે નેતાઓને મજબુત ચાવી આપી રહેછે; વળી ત્રીજી બાજુથી જ્ઞાતિના જુદા જુદા મંડળો જ્ઞાતિ સુધારાના વ્યવહારૂ ઉપાયો યોજેછે; ત્યારે આ બધી પ્રવૃત્તિ શામાટે ? શામાટે ઔદિચ્ય જ્ઞાતિમાંજ સુધારો ? એવા પ્રશ્નો પુછાયછે. જ્યારે સમસ્ત હિંદ રાષ્ટ્રિય ભાવનાથી ઉછળી રહ્યોછે; રાષ્ટ્રિય ચૈતન્ય હિંદના સર્વ ભાગમાં રેડાઇ રહ્યુંછે; સ્વરાજ્યનો મોંઘો મંત્ર દરેક સ્વદેશ પ્રેમી હૃદય ગજાવી રહ્યુંછે; સ્વરાજ્યના જન્મ સિદ્ધ હકની કાયદેસર માગણી કરતાં મી○ તીલક મીસીસ એનીબિસાંટ મી○ વ્હાડીઆ અને મી○ એરૂન્ડેલ જેવા મહાત્માઓ નજર કેદ થયા હતા અને સ્વરાજ્યના પોકારો કરી બહેરા કાનોને જાગૃત કરનાર દૈનિકપત્રો "ક્રોનીકલ," "ન્યુઇન્ડીઆનુ વાંચન વાંચતાંજ સર્વ દેશભક્ત-હૃદય ખળભળી રહેછે! જ્યારે સર સુબ્રમણ્યઆયર જેવો બાહાદુર યોધ્ધો "હું મારી લડત બંધ કરીશ નહિ" એવા વીર વાકયો ઉચ્ચારેછે અને જ્યારે હિંદના સિંહપુત્રો હિંદમાતના ચરણમાં પોતાની સેવાઓ અર્પી રહ્યાછે ત્યારે ઔદિચ્ય જ્ઞાતિ શામાટે પોતાનોજ સુધારો ચાહેછે ? શામાટે તેઓ હિંદની રાજકીય ચલવળમાં ઉત્સાહભર્યો ભાગ લેતા નથી એવા પ્રશ્નોપણ સ્વભાવિક રીતે પુછાયછે. જ્યારે ગુર્જરી દેવીના પુત્રો "ભારતછે અમ પ્રાણ" "ચીરો અમારૂં હૃદય એમાં કોતરી છબી હિંદની, લોહી તણા પણ બિંદુઓમાં ભાવના ભરી હિંદની" આવાં રાષ્ટ્રિયભાવના સ્ફુરાવતાં ગીતો ગાવા લાગ્યાછે; ત્યારે ઔદિચ્યો

શામાટે મુંગા રહેછે? પોતાની જ્ઞાતિમાંજ શામાટે ગડમથલ કરેછે? એ પ્રશ્ન પણ પુછાયછે. તેનો પ્રત્યુત્તર આ પ્રમાણેછે:—આધ્યાત્મિક જ્ઞાન, પવિત્રતા અને સાત્વિકતામાં કોઇ પણ દેશ હિંદુસ્તાન જેટલો સુવિખ્યાત નથી. આવો ઉમદા ભંડાર સાચવી રાખવા માટે હિંદુસ્તાન મગરૂર છે. વિશ્વના ઈતિહાસમાં કેટલીએક પ્રજાઓ જન્મ પામીછે અને નાશ થઇછે. પ્રાચીન સમયનુ ગ્રીસ કયાંછે? પ્રાચીન રોમ કયાંછે? સર્વ દેશો જન્મ પામ્યા અને પાયમાલ થયા તેઓનું નામ નિશાન પણ રહ્યુંનથી. ત્યારે આપણો હિંદુસ્તાન, સુવર્ણની ભુમિ હિંદ, રૂષિકુમારોની જન્મદાતા ભુમિ હિંદ, રામકૃષ્ણાદિ જેવા મહાન અવતારોને પોષનાર હિંદ સેંકડો, હજારો, લાંખો બલ્કે કરોડો વર્ષ થયાં જેવીને તેવીજ સ્થિતિમાંછે. તેનું આધ્યાત્મિક જ્ઞાન જેવું ને તેવું તાજું અને સંગીન છે. મીસીસ બિસાંટ અને બીજા ઘણાઓનું માનવું એમ છે કે હવે પછીના જમાનામાં હિંદ અને હિંદની પ્રજા અધ્યાત્મિક શિક્ષણમાં સર્વ દેશો કરતાં આગેવાની ભર્યો ભાગ ભજવશે હવે પછીના યુગમાં હિંદુસ્તાન એક નહેર બનશે, જે દ્વારા અન્ય સર્વ દેશોને હિંદના ઉચ્ચ શિક્ષણનો પ્રવાહ મોકલવામાં આવશે. હિંદ સર્વ દેશોનો શિક્ષક થશે. તેથી જો હિંદના સામાજિક, ધાર્મિક અને રાજકીય બંધારણમાં જણાતા સડા દુર કરવામાં આવશે તેજ હિંદ ઉપરોક્ત સ્થાને જઇ શકશે. આ સિધ્ધાંતને અનુસરી હિંદના અસંખ્ય પુત્રો સેવાક્ષેત્રમાં બહાર પડયાછે અને કાર્યક્ષેત્રમાં ઘુમવા લાગ્યા છે. હિંદની સર્વજ્ઞાતિમાં ઔદિચ્યોનું સ્થાન ઉત્તમછે. સર્વજ્ઞાતિના મણીરૂપ ઔદિચ્ય જ્ઞાતિ મનાય છે. ઔદિચ્યો વિદ્યા, પવિત્રતા, સાત્વિક જીવનાદિ સદ્‌ગુણો માટે મગરૂર બનેછે. ઔદિચ્ય જ્ઞાતિમાં બગાડો જોઇએ તે કરતાં વધારે ઘુસી ગયોછે, પરંતુ હજુ સુધી તેઓમાંથી વિદ્યાનું તેજ નષ્ટ થયું નથી. જ્યારે ઔદિચ્ય જ્ઞાતિ સુધારાનો વિજય ધ્વજ ફરકાવશે, જ્યારે ઔદિચ્યો ધાર્મિક સ્થિતિમાં માથું મારતા થશે, જ્યારે ઔદિચ્યો નીતિના ઉંડા રહસ્યો ઉકેલતાં શીખશે, જ્યારે ઔદિચ્યો રાજ્ય ચળવળમાં ભાગ લેતા થશે રાજકીય સ્થિતિનો ચિતાર આલેખવા દેશવિદેશ વિચરવા લાગશે, ત્યારેજ હિંદનો-હિંદની સર્વ જ્ઞાતિનો ઉધ્ધાર થશે. જયારે ઔદિચ્યો

ગુમાવેલાં ઉપદેશકના પુજ્ય સ્થાનને પુનઃ પ્રાપ્ત કરશે અને તત્વજ્ઞાનના આંદોલનો સમસ્ત હિંદમાં પ્રસારશે ત્યારેજ હિંદનો સુધારાનો માર્ગ સરલ થશે જયારે સંખ્યાબન્ધ ઔદિચ્યો પોતાની સ્થિતિનો વિચાર કરતા થશે, પોતાની જ્ઞાતિમાં સુધારો કરવાની આવશ્યક્તા સ્વીકારશે, સુધારાના વ્યવહારૂ પગલાં ભરતા થશે ત્યારેજ ઔદિચ્ય જ્ઞાતિમાંજ શામાટે સુધારો ? એ શબ્દો બોલનારની વાચા બંધ થશે અને પ્રથમ ઔદિચ્ય જ્ઞાતિને સુધારવાની અગત્ય તેઓ કબુલ કરશે પરંતુ એક બે ઔદિચ્યો આ કાર્ય કરી શકશે નહિ હજારો ઔદિચ્યોએ તેમાં ફાળો આપવો પડશે ગૃહેગૃહમાંથી સુધારક જન્મવો જોઇએ માટેજ ઔદિચ્ય જ્ઞાતિની આશા દેવીઓ અને બંધુઓ ! તમારી જ્ઞાતિને સુધારાના શિખરે પહોંચાડવામાં તમારા તન, મન અને ધનની છુટથી લ્હાણી કરો. તમારી જ્ઞાતિની ઉંડી લાગણી તમારા દીલમાં ધરો તમારી જ્ઞાતિના દુઃખે દુઃખી થતાં શીખો બંધુઓ બોલો ! બોલો ! એક અવાજે બોલો ! ઔદિચ્ય જ્ઞાતિનો જય !

## શામાટે મુકાબલો ?

આ નિબંધમાં આપણી પ્રાચીન અને અર્વાચીન સ્થિતિનો મુકાબલો દર્શાવ્યોછે. પ્રાચીન સ્થિતિનું ભાન અત્યારના ભોજનવિલાસી ઔદિચ્યોને કરાવવાથી તેઓ પોતાનું આધુનિક સ્થાન જાણતા થશે. આપણા પુર્વજોની ધર્મભાવના નિર્લોભીપણું, નિરહંકારીપણું, નૈત્તિકબળ, વિદ્યાનું તેજ અને શક્તિ, અને પુજ્યનીયતાનું દશ્ય અવલોકતાં અત્યારના ઔદિચ્યો કદાચ જાગૃત થાય. પ્રાચીન ગૌરવના અભિમાનથી ઉશ્કેરાઇનેજ હિંદ અત્યારે તે સ્થિતિ યોજવા પ્રયત્ન કરેછે. પ્રાચીન ઇતિહાસદ્વારાજ મનુષ્યો પોતાની અર્વાચિન નિર્બળતા જાણી શકેછે અને તેને ખસેડવા કટિબધ્ધ થાયછે. બે વસ્તુનો મુકાબલો કરવાથીજ એક વસ્તુની સબળતા અને બીજાની નિર્બળતા જણાયછે. વિગ્રહના સમયે ભાટ ચારણો આપણા રાજાઓને તેઓના પુર્વજોના બહાદુરીભર્યા દૃષ્ટાંતોથી શુરાતન ચ્હડાવતા, તેમની ખામી દર્શાવતા અને રણસંગ્રામમાં નીડર થવા પ્રેરતા તેવીજ રીતે પ્રાચીન સમયના ઔદિચ્યોનું

વૃત્તાંત ચિતરવાથી અને અર્વાચિન સમય સાથે તેનો મુકાબલો કરવાથી આપણી ખામી આપણને જણાશે દરેક ઔદિચ્યની પવિત્ર ફરજ એ છે કે આ ખામી જાણી તેઓએ બેસી રહેવાનું નથી પરંતુ તેને દુર કરવાના ઉપાયો હાથ ધરવા જોઇએ

## ઔદિચ્ય ઉત્પન્તિ.

ઔદિચ્યોની ઉત્પન્તિ માટે ઔદિચ્ય જ્ઞાતિના સાહિત્યમાં "ઔદિચ્ય પ્રકાશ' સિવાય અન્ય કોઇ પુસ્તક હોય તેવું મારા જાણવામાં નથી તેથી ઔદિચ્યની ઉત્પત્તિ માટે આપણે તે પુસ્તકનો આધાર લેવો ઉચિતછે. તેમાં લખ્યુંછે કે "બ્રાહ્મએ પોતાના મુખમાંથી બ્રાહ્મણ ઉત્પન્ન કર્યા તેથી બ્રાહ્મણો ઇશ્વરના મુખ સમાન છે. સર્વ અંગમાં મુખ શ્રેષ્ટછે તેમજ બ્રાહ્મણો સર્વ વર્ણમાં શ્રેષ્ટછે આજથી અઢી હજાર વર્ષ ઉપર બ્રાહ્મણોની એકજ ન્યાત હતી, અને ક્ષત્રિય તથા વૈશ્ય સાથે કન્યાવ્યવહાર તથા ભોજન વ્યવહાર ચાલતો; પરંતુ ત્યાર બાદ કુસંપ, અવિદ્યા અને અધર્મે તેઓમાં વાસ કર્યો જેથી બ્રાહ્મણોની ઘણી ન્યાતો થઇ તેની શરૂઆત એક ન્યાતમાંથી ત્રણ થઇને થઇ, ૧ માથુર, ૨ માગધ ૩ કાન્યકુબ્જ એટલે કનોજીઆ બ્રાહ્મણોનું અસલ સ્થાન ઉત્તર હિંદુસ્તાનમાં કનોજ હતું. તે રાજ્ય તુટયા પછી તેઓ જે દેશમાં ગયા તે તે દેશના નામ પરથી તેઓની ન્યાતો થઇ શંકરાચાર્યના સમયમાં બ્રાહ્મણોની દશ ન્યાતો હતી. મહારાષ્ટ્ર, આંધ્ર, દ્રાવિડ કર્ણાટક અને ગુજરાત એ પાંચ દેશના બ્રાહ્મણો દ્રાવીડા કહેવાયછે. કાશ્મીર, કનોજ, ગૌડદેશ, ઉત્કળ દેશ અને મૈથિલ દેશ એ પાંચ દેશના બ્રાહ્મણો ગૌડા કહેવાયછે. વિષ્ણુ લક્ષ્મીનો વિવાહ થયો ત્યારે શ્રી માળનગર વસાવનાર રાજાના સમયમાં કેટલાક સ્થાન પરથી બ્રાહ્મણો બોલાવ્યા તેમની સંખ્યા ૫૦૦૦૦ હતી પ્રથમ પુજા ગૌતમની કરવી ઠરાવવાથી એ ૫૦૦૦૦ માંથી ૫૦૦૦ રીસાઇને સિંધુ નદી તરફ ઉત્તરમાં ગયા આ પ્રમાણે ઉત્તર હિંદ અને ગુજરાતમાં બ્રાહ્મણો છવાયેલા હતા ત્યાર પછી પાટણના મુળરાજે ઉત્તર દિશાના બ્રાહ્મણોને બોલાવીને સીહોરની સાથે ૧૫૦ ગામ અને સિધ્ધપુરની સાથે ૧૦૦ ગામ દાન આપ્યા તેઓ સહસ્ર

ઔદિચ્યો કહેવાયા અને જે આ રાજાનું દાન ન લેવાના વિચારથી ટોળું વળીને બેઠા તે ટોળકીઆ કહેવાયા નીચેના સ્થળેથી તે બ્રાહ્મણો આવ્યા હતા ગંગા યુમનાના સંગમથી ૧૦૫; ચ્યવના શ્રમથી ૧૦૦; કાન્યકુબ્જથી ૨૦૦; કાશીથી ૧૦૦; કુરૂક્ષેત્રથી ૨૭૨; ગંગાદ્વારથી ૧૦૦; નૈમિત્તારણ્યથી ૧૦૦; પાછા કુરક્ષેત્રથી ૧૩૨૦ કુલ ૧૧૦૯ બ્રાહ્મણો ઉત્તર દિશામાંથી આવ્યા માટે તે સહસ્ર ઔદિચ્ય કહેવાયા તેના સીહોરા, સિધ્ધપુરા અને ટોળકીઆ એમ ત્રણ ભાગ થયા આ સ્થળે મોટી શંકા એ થાય છે કે ગુજરાતમાં શ્રીમાળી, નાગર તથા અન્ય બ્રાહ્મણો હોવા છતાં મુળરાજે ઉત્તર દિશામાંથી બ્રાહ્મણો શામાટે બોલાવ્યા તે શંકાનું સમાધાન એ છે કે ગુજરાતમાં વિદ્વાન બ્રાહ્મણો ન હતા તેથી મુળરાજે ઉત્તરમાંથી વિદ્વાન બ્રાહ્મણોને પાત્ર જોઇ તેડાવ્યા હતા. શાકે ૯૨૪ ના કાર્તિક શુદી ૧૫ ગુરૂવારે ઉપર જણાવેલા બ્રહ્મ-ણોને ઉપરના ગામો દાન મળ્યા ત્યારથી તે ગામોમાં ઔદિચ્ય ની વસ્તી થઇ ઉપર બતાવ્યા પ્રમાણે ૧૧૦૯ બ્રાહ્મણોના સાથે તેના સગાવ્હાલા તથા મિત્ર વર્ગ મળી ૧૦૦૦૦ બીજા પણ આવ્યા. તે ઉપરના ત્રણ ભાગમાં અનુકુળતા પ્રમાણે જોડાયા ત્યાર પછી જેમ જેમ નવા શહેરો અસ્તિત્વમાં આવવા લાગ્યા તેમ તેમ ઔદિચ્ય તેતે શહેરમાં વસવા લાગ્યા ક્રમે ક્રમે તેઓમાં કુસંપ વધ્યો તેઓના ઘણા વિભાગો થયા અમુક ઘરના ઘોળ બાંધી તેઓ રહેવા લાગ્યા તમામ ઔદિચ્યોની કુલ વસ્તી ૧૫૦૦૦૦ તથા ઘરોની સંખ્યા આશરે ૩૦૦૦૦ હશે ઔદિચ્યોની એક જ્ઞાતિ થઇ તેજ સૈકામાં તેમાંથી સીહોરા સિધ્ધપુરા અને ટોળકીઆ એમ ત્રણ જ્ઞાતિ થઇ ૧૩ મા સૈકામાં સિધ્ધપુરા અને સિહોરા જુદા પડયા ૧૫ મા સૈકામાં કુસંપ બહુ ફેલાયો અને ૫૦૦ વર્ષમાં એક ન્યાતની પંદર ન્યાત થઇ આ પ્રમાણે અત્યારના ઔદિચ્યો ની હાલની જ્ઞાતિ ઉતરી આવેછે.

## પ્રાચીન મહત્વ

જ્યારે જ્યારે આપણે પ્રાચીન સમયના જ્ઞાતિ રિવાજ સંપ્રદાય બંધારણ કે સ્થિતિનો ઉલ્લેખ કરવો પડશે ત્યારે આપણે નિરૂપાયે

કલ્પનાની હવામાં ઉડવું પડશે કારણ કે પ્રાચીન સમયનું યથા સ્થિતિ વર્ણન ખડું કરનારા પ્રચીન સમયનું મહત્વ પ્રગટ કરનારા ઇતિહાસો વાર્તાઓ કે નવલકથાઓ આપણા સાહિત્યમાં બીલકુલ છેજ નહિ પરંતુ એ પ્રાચીન કલ્પનામાં ઉડતાં સત્યનું વિસ્મરણ ન થાય તે પણ ધ્યાન રાખવું પડશે ચાલો ત્યારે ઉડો, પેલા રુષિઓના આશ્રમ તરફ જે ઋષિમુનિનાં આપણે બાળકો હોવાનો દાવો ધરીએ છીએ તે આપણા વડિલોના આશ્રમમાં પ્રવેશ કરો કુદરતની કૃતિથી શોભાયમાન અને સંસારિક ભયંકર વાયુના ઝપાટાથી દુર આવેલા આશ્રમોમાં બેઠેલા રુષિ રુષિપત્ની અને રુષિકુમારો નિહાળો સમીપ વ્હેતી સરિતાના તીર ઉપર સ્નાન સંધ્યામાં મચી રહેલા તે આશ્રમમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીને જુઓ આશ્રમોનું કાર્ય આનંદથી આટોપતી, પતિ સેવામાં તલ્લીન બનેલી સુદ્રઢ મજબુત અને ઉત્સાહી રુષિ પત્નીનાં ચરણકમળમાં તમારા મસ્તક ઝુકાવો! ધ્યાનમાં બેઠેલા પરમાત્માની અખંડ જ્યોતમાં આત્માને લીન બનાવતા પરમાત્માનો શાક્ષાત્કાર અનુભવતા રુષિએને વંદન કરો પુર્ણ દમામમાં રથમાં બિરાજી ત્યાં આવેલા નરપતિઓ તે રુષિઓનાં ચરણમાં દંડવત પડેલા છે તે દ્રશ્યને જુઓ, અને રાજાઓ પોતાનું આધિપત્ય ત્યજી જે રુષિઓનું આધિપત્ય સ્વીકારે છે તે રુષિઓની મહત્તાનો ખ્યાલ કરો. પાસેના વિશાળ વડવૃક્ષ નીચે વેદમંત્રના અભ્યાસમાં તલ્લીન થએલા વિદ્યાર્થીઓનો વેદોચ્ચાર સાંભળી તમારાં હૃદયને પવિત્ર બનાવો. નૈસર્ગિક વૈરભાવના ત્યજી પર્ણકુટી પાસે સાથે ગેલ કરતાં સિંહ અને મૃગલાંને જુઓ. તે ઉપરથી તમારા વડીલોની આત્માની ઉદારતા અને ઉચ્ચ ભાવનાની કલ્પના કરો જેના વંશમાંથી આપણે ઔદિચ્યો ઉતરી આવ્યા છીએ તે મહાન રુષિઓની પ્રાચીન મહત્તા સાથે આપણી આધુનિક સ્થિતિને સરખાવો અને શરમાઓ. જે ભ્રગુરુષિએ શ્રીકૃષ્ણ પરમાત્માને છાતીમાં લાત લગાવવા સાંહસ ખેડયું હતું તેજ રુષિનાં કુળમાં જન્મેલાં ભાર્ગવ ગોત્રી ઔદિચ્યોનાં પાતળાં અને લથડતા શરીરો સામું જુઓ, અને શરમ શરમના પોકારો કરો. ગૌત્તમ, કૌશિક, પારાશર, ભાર્ગવ, કશ્યપ, ગર્ગ, વત્સસ ભારદ્વાજાદિ ગોત્ર ઉપરથી સિદ્ધ થાય છે કે

તેઓ તે તે નામ ધારી ઋષિઓના વંશમાં જન્મતા હોવાથી તેઓનું ગોત્ર તે તે ઋષિઓનાં નામ ઉપરથી રાખવામાં આવ્યું છે. બ્રાહ્મણોના પ્રાચીન મહત્વ વિશે જેટલી સ્તુતિ કરીએ છીએ તેટલી ઓછીજછે. કારણકે સર્વવર્ણમાં શ્રેષ્ટ ગણાતી બ્રાહ્મણ કોમ કેટલી મજબૂત હોવી જોઇએ તેઓનો ખ્યાલ કરવો બાળકને પણ સહેલોછે. **श्री वर्णानां ब्राह्मणो गुरुः** । એ વાકય અસ્તિત્વમાં લાવવા માટે બ્રાહ્મણો પાસે કેવું સામર્થ્ય હશે તેનો ખ્યાલ, વાંચક, તું પોતેજ કરી લેજે એ બ્રાહ્મણોમાં અગ્રગણ્ય મનાતી ઔદિચ્ય જ્ઞાતિની મહત્તાની વાતજ શું કરવી જે મહત્વથી આકર્ષાઇ મુળરાજે ઉત્તરમાંથી બ્રાહ્મણોને બોલાવ્યા તે મહત્વના સંબંધમાં ઔદિચ્ય પ્રકાશમાં વર્ણન આપ્યુંછે. તે અંહિ આપવાથી મને ખાત્રીછે, કે ઔદિચ્યો પ્રાચીન મહત્તા વિશે કંઇક વિચાર બાંધી શકશે. તે આ પ્રમાણેછે:—ઔદિચ્યોની તપસ્યાની સિધ્ધિ રૂપ મોટા પ્રભાવથી ઈંદ્રાદિ દેવતાઓ પણ ભય પામેછે, તેમજ આચાર, વિદ્યા અને સર્વ ચતુરાઇથી બ્રહસ્પતિ પણ તેમના શિષ્ય પેઠે જોવામાં આવેછે પુર્વ, પશ્ચિમ અને દક્ષિણ તેમજ બીજી દિશાઓમાં રહેનારા મોટા મુનિજનો પણ આ બ્રાહ્મણો બાળકો હોવા છતાં તેમની બરોબરીને પામતા નથી એ સત્યજ છે પ્રકાશ આપતા ચંદ્ર સમાન કાંતિવાળા આ બ્રાહ્મણો જે સામે ટોળું વળી બેઠેલાછે તે ટોળકીઆછે. એ ઉત્તમ ઔદિચ્યો પૃથ્વી ઉપર ધર્મકરવામાં શ્રેષ્ટ છે. તે વખતે ઔદિચ્યોજ ઋષિ કહેવાતા. સિધ્ધપુરમાં ઔદિચ્ય બ્રાહ્મણો વસ્યા પછી તે સ્થાનનું મહાત્મ્ય પણ તપવિદ્યાના બળે ઘણું વધ્યું જણાયછે.॥ આ પ્રાચીન મહત્વ પુનઃપ્રાપ્ત કરવા પ્રયાસો આદરવાનાછે. ઔદિચ્યોએ પોતાનાં મુખ પ્રાચીન તરફ વાળવાનાંછે અને પ્રાચીન આદર્શોને વળગીનેજ જીવન યાત્રા કરવાનીછે.

## જ્ઞાતિ બંધારણ

પ્રાચીનઃ—પ્રથમ આખું જગત બ્રહ્મમય હતું, ત્યાર પછી બ્રહ્માએ બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રિય અને શુદ્ર એમ ચાર જ્ઞાતિને જન્મ આપ્યો જ્યારે કોઈપણ મનુષ્ય કુદરત વિરૂદ્ધ વર્તન કરેછે ત્યારે તેને તે ગુન્હા માટે શિક્ષા કરવા જ્ઞાતિબંધારણ અથવા જ્ઞાતિના

નિયમો રચાયછે. પ્રાચીન કાળમાં જ્યારે માત્ર ચાર જ્ઞાતિઓ હતી ત્યારે દરેક જ્ઞાતિના માણસો કુદરતે રચેલા પોતપોતાના કાર્યમાં મશગુલ રહેતા અને કોઇ દિવસ તે કાર્યમાંથી પતીત થતા નહિ. અને કદાચ થતા તો તે પણ બહુ ભાગ્યેજ તેથી તે વખતનું જ્ઞાતિ બંધારણ બહુ સખ્ત ન હતું. શુદ્ર સિવાયની અન્ય ત્રણ જ્ઞાતિમાં પરસ્પર કન્યા વ્યવહાર થતો. બ્રાહ્મણો ક્ષત્રિય અને વૈશ્યની કન્યાઓ સાથે વિવાહ કરતા એવા દાખલાઓ આપણા જૂના ગ્રંથમાંથી મળી આવેછે. જગન્નાથ પંડિતે મુસલમાન બાદશાહની કન્યા લવંગી સાથે વિવાહ કર્યો હતો. તે વખતે જો બ્રાહ્મણ જ્ઞાતિમાંથી કોઇ વ્યક્તિ કોઇપણ જાતનું પાપાચરણ કરતો તો માત્ર તેને ચાર ધામની યાત્રા કરવાની ફરજ પાડવામાં આવતી. વૃદ્ધલગ્ન, બાળલગ્ન, કન્યાવિક્રયાદિ રિવાજોનો વિચાર સરખો તેઓના મનમાં નહતો. તે વખતે બ્રાહ્મણો માંસાદિ આહાર કરનારા નહતા તેથી જ્ઞાતિ બંધારણની તે સમયે અગત્ય નહતી. પરદેશગમન છુટથી થતું એવું આપણા શાસ્ત્રોથી સિદ્ધ થાયછે માટે પરદેશગમન કરનારને જ્ઞાતિ બહાર મુકવાનો અધમ રિવાજ તે સમયે નહતો. પ્રાચીન કાળમાં જ્ઞાતિ બંધારણ હતુંજ નહિ એમ કહેવામાં કંઈ ખોટું નથી.

માધ્યમિકઃ-મધ્ય કાળમાં જ્યારે બ્રાહ્મણો હિંદુસ્તાનમાં છવાયેલા ત્યારે દક્ષિણમાં વસતી તેમજ અન્યત્ર વસતી બ્રાહ્મણ જ્ઞાતિ એકમાંથી વધારે થવા લાગી પરંતુ તેમાં ભોજન વ્યવહાર અને કન્યા વ્યવહાર ચાલુ હતો અને હજુ છૂટથી તે ચાલેછે. મુળરાજે ઔદિચ્યોને બોલાવી કેટલાક ગામોદાન આપ્યા. અગાઉ જણાવ્યા પ્રમાણે ઔદિચ્યોની ત્રણ જ્ઞાતિ થઈ તેમાં ટોળકીઆ ઔદિચ્યો સાથે મતફેર પડવાથી તેમજ કુસુંપ વધવાથી તેમની સાથે ભોજન વ્યવહાર અને કન્યા વ્યવહાર બંધ થયો પરંતુ અત્યારે ભોજન વ્યવહાર ચાલુછે. સીહોર અને સિધ્ધપુર સંપ્રદાય વચ્ચે તે સમયે દરેક વ્યવહાર ચાલુ હતો પરંતુ થોડા સમય પછી તે પણ બંધ થયેલો જણાયછે. આ પ્રમાણે મધ્ય કાળમાં ઔદિચ્યો જૂદા પડયા ત્યાર પછી સીહોર સંપ્રદાયના જ્ઞાતિબંધારણ વિશે જે કંઇ મારા જાણવામાં છે તે આ સ્થાને આપુંછું.

સંવત ૧૯૨૨ નું બંધારણઃ—

આ બંધારણ મને રા. રા. નરોતમ રૂગનાથજી મ્હેતા તરફથી મળેલછે તેથી આ સ્થળે તેમનો આભાર માનવો એ મારો ધર્મ સમજુંછું આ બંધારણ જે ભાષામાં જે લખાયુંછે તેજ ભાષા આ સ્થળે આપીશ તેમાં " કદ " શબ્દ આવે ત્યારે તેનો અર્થ " કાયદો " સમજવો.

" સંવત ૧૯૨૨ અંકે ઓગણીસેંને બાવીસના જેઠ બીજા વદી બીજ વાર શુક્રવાર તા. ૧૯ મી જૂન સને ૧૮૬૬ અંગ્રેજી રોજે કીલ્લા સીહોર મધ્યે અવદીચ સહસ્ર શમવા ધોળ વાડીની નાત સમસ્ત મુખ્તયાર જાની તથા દવે બને નાત સમસ્ત કીલ્લા સીહોર મધ્યે ભેળી ભરીને નાતનો સુધારો થાવાનો બંદોબસ્ત નાતની મુખ જૂબાની લઇ સર્વેની રાજી ખુશીથી નીચે લખ્યા પ્રમાણે બાંધ્યોછે. તે સુધારા પ્રમાણે સર્વેને વર્તમાન ચાલવું ને નાતના કદ કોઇએ તોડવા નહિ. કદાચીત નાતના કદ તોડે તો તેને નાત નીચે લખ્યા પ્રમાણે સજા આપે તે ભોગવવી શહી. તેમાં કોઇએ પક્ષપાત થાય નહિ એવો ઠરાવ સર્વેને કબૂલ મંજૂરછે.

૧ પેલી કલમ જે કન્યાનું વેશવાળ કરે તેનો ઠરાવછે જે વેશવાળનો જંઇ એક લેવો નહિ ને કંકુને ચાંદલે કન્યા દેવી. ઘરેણું નાતરીતનું રૂ. ૬૦) અંકે સાઠનું લેવું તથા લૂગડાં જોડ બે રેશમી નાની જોડ તથા મોટી જોડના લેવા. ગામ જાંપો નાત દસ્તૂરી પ્રમાણે લેવો સદરહુ નાતમાં કોઈ કન્યા વીક્રય કરે અથવા બ્રહ્મહત્યાદિક પાપ કરે તે સદાકાળ નાત બાર રહે સહી. તેમાં કોઇએ પક્ષપાત થાય નહિ. સદરહુ કન્યા પરણે ત્યારે લગન પ્રદક્ષણના રૂ ૦) પરણાપણાના રૂ ૦) તથા ઢાલીને રૂ ૦) વરનો બાપ આપે નાતની દસ્તૂરી પ્રમાણે આપે ને કન્યાનો બાપ બાજોટ તથા દીવાનો આપે.

૨ કલમ જે કન્યા ઉપર બીજી કન્યા કોઇને દેવી નહિ. ને સદરહુ કોઇને છોરૂનીખોટે બીજી કન્યા લાવવી પડે તો આગલી બાઇની ઉમર વરસ ત્રીસને આશરે થઇ હોય ત્યાર પછી બીજી

કન્યા થાયે સહી. પણ આગલી બાઇને રૂ. ૨૫૦) અંકે રૂપીઆ અઢીસેનું ઘરેણું તથા ખાનપાન તથા દાણા દૂણી તથા કપડાંલતાં તથા રહેવાનું ઘર એ પ્રમાણે આપે ત્યાર પછી બીજી કન્યા લવાએ સહી.

૩ ત્રીજી કલમ જે વિધવા બઈરીને દાણા તથા લૂગડા હર શાલ તથા રહેવાનું ઘર એવી રીતે સાસરે રહે તો આપવું ને પીયરમાં રહે તો ન આપવું. પણ તેના ચડાં પુલના દાગીના લઇ જવા દેવા તે ગુજરી જાયે ત્યારે તે દાગીના તેના દેર તથા જેઠ તે દાગીના વેચીને તેની ઉત્તરક્રીયા કરે જો વિધવાની દીકરી હોય તો તેનું વેશવાળ તેના માવતરે થાય સહી અને મોશાળે વેશવાળ થાય નહિ. ઉપર લખેલું ઘરેણું લઇને બાઈ પીર જાય ત્યારે તે ઘરેણાનો બાઇનો હકક સાસરાનો હકક નહિ

૪ કલમ ચારમી જે સીહોરથી નાત તેડાવવાના કાગળ બીજા જેઠ શુદ એકમ ૧ બંધોબસ્ત કરવાના લખ્યા છે. તે તારીખ પછી શોક કન્યા લાવવાના વેશવાળ રદ છે. તે પહેલા વેશવાળ કર્યું હોય તે રદ કરે તો બન્ને જણ નાતબાર રહે સહી.

૫ કલમ પાંચમી જે આ બંદોબસ્ત કર્યા અગાઉ વેશવાળ થયેલાં હોય ને તેણે રૂપીઆ પહેલા કરવરાના લીધા હોય તે ખેર ને પાછળથી રૂપીઆ તથા હારડાદોરડા પછેડી લેવાય નહિ. સદરહુ પહેલી કલમમાં નાત દસ્તુરી લખીછે તેજ પ્રમાણે લેવું લગન પ્રદક્ષણા વિગેરે.

૬ છઠી કલમ જે કોઈ કન્યા ગરમીની ચાલ, વાઈ અથવા બને આંખે આંધળી વિગેરે મહારોગી હોય તો તે કન્યાનું વેશવાલ કરેલું હોય તો પાંચ નાતીલાને દેખાડી તે બીજે ઠેકાણે વેશવાળ કરેતો તેની કોઇએ હરકત થાય નહિ. ને રોગી વરનું પણ-તેજ પ્રમાણે

૭ સાતમી કલમ જે આપણા બ્રાહ્મણે ગાંઠીયા ભજીયાની દૂકાન થાય નહિ પેંડા બરફીની સુખેથી કરે સહી.

૮ આઠમી કલમ જે દીકરીએ ખેતરવાડી ઘર વેચાય નહિ જાડબીડ સુદ્ધાં.

૯ નવમી કલમ જે વિધવા અસ્રીને રહેવાને ઘર આપયું હોય તે ઘર તેનું વેચ્યું વેચાય નહિ તેમ ભાણેજરૂને અપાય નહિ.

૧૦ કલમ દસમી જે છઠી કલમમાં કન્યા રોગીનું લખ્યું તેજ પ્રમાણે વર રોગી હોય તો કન્યા છોડી દે સહી.

૧૧ કલમ જે પરનાતી ભેળું જમવું નહિં તેમ નાતમાં કોઇએ એકાદશાનું ખરચ કરવું નહિ ને બારમું કરવું.

એવી રીતે બંદોબસ્ત થયો ત્યાર પછી ઉપરના બંધારણમાં શીથીલતા થવા માંડી જ્ઞાતિજનો ઉપરના બંધારણ વિરૂધ્ધ વર્તન કરવા લાગ્યા તેથી સંવત ૧૯૫૨ ના કારતક વદ ૧૩ ને ગુરૂવારે શીહોર પાસે તાંતણીયાં ધરાવાલી ખોડીઆર મુકામે તથા તેજ અરસામાં દિહોર મુકામે નવીન ધારા થયા અને નાતે તે મંજૂર કરેલા છે. પરન્તુ શરૂઆતથી જ બન્ને મુકામોના ધારા એક બીજાથી ભિન્ન હોવાથી તે લાંબી મુદત સુધી ટકી શકયા નહીં. (આ ધારા જ્ઞાતીએ જુદા છપાવેલા હોવાથી અત્રે આપવા જરૂર જોઇ નથી).

**અર્વાચીનઃ**—આ ધારા પ્રમાણે જ્ઞાતિ જનોએ વર્તવા કબૂલ કર્યું અને થોડા સમય સર્વ કાર્ય નિયમિતપણે ચાલ્યું. પરંતુ તુરતજ જ્ઞાતિના આગેવાનો જેઓએ ઉપરના ધારા રચેલા તેઓજ તે તોડવા લાગ્યા જ્ઞાતિના અન્યજનો તેમનું અનુકરણ કરવા લાગ્યા ધીમે ધીમે જ્ઞાતિનું બંધારણ ઢીલું પડયું જ્ઞાતિમાં છુટથી કન્યાવિક્રય શરૂ થયો બાળલગ્નનો ઝપાટો શરૂ થયો એક ઉપર બીજી કન્યાઓ આવવા લાગી અત્યારે ઔદિચ્ય જ્ઞાતિ એ માત્ર નામથીજ જ્ઞાતિ રહીછે કંઇપણ અધર્માચરણ કરનારને જ્ઞાતિ તરફનો કાબુ નથી ઔદિચ્યો છુટથી નાલાયક કર્મો કરવા લાગ્યાછે. અખિલ જ્ઞાતિમાં કુસંપનું જોર વધ્યુંછે. કોઇને કોઇની પરવા રહી નથી બાળલગ્ન કરનારને, કન્યાવિક્રય કરનારને, મધમાંસના આહારીને, બીડી, સીગારેટ, બીસ્કુટ, કોકીનાદિના વ્યસનીઓને,

સવેક્ષા કરનારને અનાચારીઓને બીલકુલ ભયજ નથી તેઓ સ્વેચ્છાનુસાર કાર્ય કરેછે. છુપી રીતે વિધવાઓ સાથે અનાચાર, કરનાર. વર્ણશંકર જ્ઞાતિ સાથે ભોજન કરનાર, આચાર વિચારને તિલાંજલી અર્પનારને હાલની ઔદિચ્ય જ્ઞાતિ અપરાધી ગણુતી નથી પરંતુ પરદેશ જઇ નવીન ઉદ્યોગ શીખી લાવનાર, અભ્યાસ કરનાર, જ્ઞાતિનું હિતચાહુનાર અને નાલાયક છોકરડા સાથે પોતાની પુત્રી ને નહિ પરણાવનારને જ્ઞાતિ અપરાધી ઠરાવેછે. જ્ઞાતિજનો ગુન્હો કરનાર વ્યક્તિને ગુન્હો કરતાં અટકાવતાં નથી પણ ગુન્હો કરવા દઇ તેને રગદોળેછે હેરાન કરેછે. નવીન જ્ઞાતિ સુધારક સંસ્થાઓને તોડીપાડી જ્ઞાતિના પટેલીઆઓ લાડુની પ્રસાદીથી પોતાના ઢમઢોલ પેટ ટાઢાં કરેછે. ટુંકમાં અત્યારે ઔદિચ્ય જ્ઞાતિનું બંધારણ છિન્ન ભિન્ન થઇ ગયુંછે.

સુધારો:—આવા શીથીલ પડેલા ધારાઓને મજબૂત બનાવવા જોઇએ આજમાનાને અનુસરતા ઉત્તમ ધારાઓ ઘડી દરેક જ્ઞાતિજનને તે પ્રમાણે વર્તવા સમજાવવું અને દરેક જ્ઞાતિજને તે પ્રમાણે વર્તવા પ્રતિજ્ઞા કરવી. નિશ્ચિત કરેલા ધારાઓ તોડનાર વ્યક્તિને સખ્ત શિક્ષા જ્ઞાતિ તરફથી ફરમાવવી. આ કાર્ય બરોબર ચાલેછે કે નહિ તે તપાસવા માટે અને તેની નોંધ લેવા માટે દરેક ગામમાં બે ત્રણ ઉત્સાહી જ્ઞાતિજનોની એક કમિટિ નીમવી અને તેની નોંધ તથા વૃત્તાંત સમસ્ત જ્ઞાતિને સભાને નિવેદન કરવી. સમસ્ત જ્ઞાતિની એક વાર્ષિક કોન્ફરન્સ બોલાવવી અને તેમાં નવીન ધારાઓ રચવા તથા જૂના ધારાઓમાં સુધારા કરવા યોગ્ય જણાય તો તે કરવા આનવીન બંધારણમાં ધાર્મિક, નૈત્તિક, સામાજિક, શારીરિક અને કેળવણી વિષયક ધારાઓનો સમાવેશ કરવો અને તે દ્વારા શાંતિની ઉન્નતિનું શાંત પણ ચોકકસ પગલું શરૂ કરવું.

## ધાર્મિક સ્થિતિ

પ્રાચીન:—ધર્મએ એક દિવ્ય વસ્તુછે; ધર્મ એ મનુષ્ય જાતિના કલ્યાણનું અલૌકિક સાધનછે; ધર્મએ એક ઉજવલ અને સરલ

માગ છે કે જે માર્ગ મનુષ્યને ઉચ્ચ સ્થાન તરફ દોરી જાયછે ધર્મની મહત્તા, ધર્મની શક્તિ અને પ્રભાવ વિચિત્રજછે. ધમ શોધવાથી મળતો નથી, સાંભળવાથી સંભળાતો નથી, વાંચવાથી વંચાતો નથી, પણ માત્ર અનુભવથીજ અનુભવી શકાયછે. ધર્મના આનંદ પાસે આ લોકના આનંદ ક્ષણિક છે. ધર્મના સુખ અને વિભવો પાસે અન્ય સુખ અને વિભવો હલકાજછે. જેની નસેનસમાં જેના લોહીનાં બિંદુએ બિંદુમાં ધર્મ ઉછળી રહ્યોછે તેની નજરમાં રાજાનું રાજત્વ, તુચ્છછે. વિદ્વાનની વિદ્વત્તા જ્ઞાનીઓનું જ્ઞાન અને શ્રીમંતોનું દ્રવ્ય તુચ્છછે. આપણું પ્રાચીન મહત્વ ઉચ્ચ ધર્મ ભાવના અને ચુસ્ત ધર્માવલંબનને લીધેજ સંભવિત હતું આપણું શારીરિક, માનસિક, નૈત્તિક, સામાજિક અને રાજકીય બંધારણ અને તેના નિયમો ધર્મદ્વારાજ આપણને મળેલા છે. ધર્મ પાલવામાં આપણા પુર્વજો અભિમાન ધરાવતા. ચક્રવર્તી રાજાએ પણ ધર્મગુરૂઓના ચરણમાં પોતાનાં મસ્તક નમાવ્યાં છે. રામ અને શ્રીકૃષ્ણાદિ મહાન પુરૂષો ગુરૂપાસે ધર્મ શીખવા ગયા હતા. પ્રાચીન સમયે પ્રત્યેક વ્યકિત પોતાનો ધર્મ સમજતી; પ્રાણજતાં સુધી ધર્મનું રક્ષણ કરતી. મનુષ્યના મૃત્યુ પછી સ્ત્રી, પુત્ર, માતા, પિતા, ભાઇ, બ્હેન, મિત્ર કે કોઇ તેની સાથે જનાર નથી પણ માત્ર ધર્મજ તેની સાથે રહેછે. જે ધર્મ પાળવાથી સ્વર્ગની સામગ્રી પૃથ્વી ઉપર ખડી થાય, જે ધર્મથી પ્રભુ પોતે વશ થાય. જે ધર્મથી મનુષ્ય જન્મ મરણના ભયથી વિમુકત થાય તે ધર્મ પાળવો કોને ન ગમે? યજ્ઞ કરવો કરાવવો દાનલેવું, દેવું, ભણવું તથા ભણાવવું એ છ કર્મથી બ્રાહ્મણ ધર્મનું પાલન થાયછે જ્ઞાનલેવું. સત્યમાનવું સત્ય બોલવું, વેદાદિ સત્ય શાસ્ત્રો સાંભળવા, મનને અધર્માચરણથી રોકવું, શ્રોતાદિ ઈંદ્રિયોને દુષ્ટાચારથી રોકી શ્રેષ્ટાચારમાં લગાડવી, ક્રોધનો ત્યાગ, શાંતિનું સેવન, વિદ્યાદિ શુભગુણનું દાન કરવું અગ્નિહોત્રાદિ કર્મ કરવું, વિદ્વાનનો સંગ કરવો, યોગાભ્યાસ પ્રાણાયામ, એક બ્રહ્મની ઉપાસના એ સર્વ બ્રાહ્મણ ધર્મના લક્ષણછે (આદિત્ય પ્રકાશ) વાંચક તમારે પ્રાચીન સમયે ધર્મનો કેવો પ્રચાર હતો તે જાણવુંછે? ચાલ, ત્યારે કલ્પના સૃષ્ટિના પ્રદેશમાં વેદાદિ શાસ્ત્રો અને નિત્ય કર્મનું શિક્ષણ

આપનાર ધર્મગુરૂના આશ્રમનું સૌંદર્ય જુઓ. પ્રત્યેક બ્રાહ્મણના મુખમાંથી સરી આવતા વેદમંત્ર કેવા મધુર લાગેછે જુઓ પેલો વિદ્યાર્થી સત્ય માટે કેવો લડેછે, આ બીજો વિદ્યાર્થી દયાનું સુંદર પુતળું છે. તે આશ્રમના ઘવાએલા મૃગની સારવાર કેવી ખંતથી કરેછે, અહા, આ ગુરૂદેવ સર્વ શિષ્યોને સેવા ધર્મ કેવી યુક્તિથી શીખવેછે? સ્વદેશસેવા એ સાચો ધર્મછે એવી ભાવના પ્રત્યેક હૃદયમાં કૂદતી તમે જુઓ. અજ્ઞાનીને જ્ઞાન આપવામાં ભુખ્યાને અન્ન આપવામાં, નગ્નને વસ્ત્ર, દરદીને ઔષધ, તરસ્યાને જળ, થાકેલાને આશ્રય, અશકતને સાધન આપવામાંજ ખરો ધર્મ સચવાયછે એવું આ વિદ્યાર્થી નીડરપણે જાહેર કરેછે જુઓ, તે વિદ્યાર્થીઓ પાસેના ગામડામાં ગયા, ત્યાં માણસોની મેદની મેળી, ઉપદેશ શરૂ થયો અને શ્રોતાજનોના હૃદય ધર્મ-ભાવનાથી હચમચવા લાગ્યા: આ નિર્લોભી વિદ્યાર્થીએ પેલા રાજાના સોના રૂપાના થાળમા ભરેલા હિરામોતીને લાતમારી, અહા તે સમય કયાં?

પ્રાચીન સમયે ધર્મના પૈસા ઘડાતા નહતા. પ્રત્યેક ધર્મ મુમુક્ષુને ધર્મ મળતો. દરેક ધાર્મિક કાર્યમાં બ્રાહ્મણો પ્રથમ પૂજાતા. જ્યાંસુધી ધર્મનું ઉંચું માન બ્રાહ્મણમાં સચવાયું ત્યાંસુધી ઔદિચ્યો ઉન્નતિ સ્થાનની ટોચે વિચરતા હતા-સ્વર્ગીય આનંદ અનુભવતા હતા, આજે જમાનો બદલાયો છે.

માધ્યમિકઃ—ઔદિચ્યો ઉત્તરમાંથી આવ્યા ત્યારે તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મ પાળતા, પરંતુ ત્યારપછી વખત જતાં તે ધર્મ શીથીલ થવા લાગ્યો, ઔદિચ્યોમાંથી વિદ્યા અને જ્ઞાન ઘટવા લાગ્યું. કુસંપ વધવા લાગ્યો. સ્વાર્થ બુદ્ધિએ વાસ કર્યો, અને વેદના સુત્રના ગમે તે અર્થ થવા લાગ્યા. દિવસે દિવસે ખેતી તરફ વલણ થયું, બુદ્ધિ જાડી થવા લાગી અને ધર્માચરણ બંધ પડયાં. છતાં તેઓને ધર્મ માટે માન હતું. તેઓ પાપાચરણથી ડરતા. વેદાભ્યાસ કરતા નહિ. પરંતુ સ્નાન સંધ્યાદિ કર્મો કરતા. ધીમે ધીમે તેપણ ગુમ થયું. છતાં જ્ઞાતિ-અભિમાન જેવું ને તેવું જ જ્વલંત હતું, ગાયત્રીનો જપ થોડો ઘણો પણ થતો. પોતે

ધર્મ જાણુતા નહિ છતાં ધર્મ શીખવનાર તથા ધર્મનો ઉદ્દેશ કરનાર ધર્મ ગુરૂઓને માન આપતા અત્યારે વિચિત્રજ પરિવર્તન જોશો. સ્ત્રીઓમાંથી ધીમે ધીમે ધર્મભાવ ઓછો થયો અને તેઓ ખોટા વ્હેમમાં તણાવા લાગી.

## અર્વાચિન.

અર્વાચિન સમયની ધર્મ ભાવના આલેખતાં કદાચ લેખિની ધ્રુજશે લેખક આંસુ સારશે વિચારવંત વાંચકનું હૃદય રડશે વિચારો અસ્તવ્યસ્ત થશે છતાં સત્ય સ્થિતિ પ્રતિપાદન કરવા આગ્રહ કરીશ સભ્યતા ઓળંગીશ નહિ. જ્યારે હૃદયસાગરમાં શોકનો ઉલ્કાપાત મચી રહેછે ત્યારે ઉદગારો યથાસ્થિત નીકલતા નથી તે ન્યાયે જો મારૂ લખાણુ પણુ યથાર્થ ન જણુાય તો હે સુજ્ઞ વાંચક તેમાં મારી ભૂલ સમજીશ નહિ.

આધુનિક સમયે ધર્મ ભાવનાનો તદ્દન લોપ થયો છે. કર્ણ-પુટ સાથે ધર્મ શબ્દ અથડાતાં ઔદિચ્ય બંધુઓ ભડકી ઉઠે છે. જેમ જેમ ઔદિચ્યો ધર્મનો ત્યાગ કરવા લાગ્યા છે તેમ તેમ તેઓની સ્થિતિ વધારેને વધારે અધમ થતી જાય છે. જે બ્રાહ્મણો નદી કીનારા ઉપર પ્રાતઃસમયે સ્નાન સંધ્યાદિક નિત્યકર્મનું સેવન કરતા હતા તેજ બ્રાહ્મણના પુત્રો અત્યારે પ્રાતઃસમયે દુષ્ટ આચરણુ કરી અસત્ય વચન બોલી પોતાનું પાપી પેટ ભરવા માટે ગૃહે ગૃહે ભટકતા અપમાન સહન કરતા જણાય છે. પવિત્ર ગાયંત્રી મંત્રનો જાપ જપવાને બદલે વસુદેવનો જાપ જપાયછે. જે બ્રાહ્મ-ણોની જીવ્હા સર્વદા સંસ્કૃત ભાષાના ઉચ્ચારમાંજ નિમગ્ન રહેતી તેજ બ્રાહ્મણોની જીવ્હા હાલ સંસ્કૃત ભાષાનો શબ્દ પણુ જાણુતી નથી. લગ્ન, ઉપવિત યજ્ઞઆદિ ધાર્મિક કાર્યોમાં ઔદિચ્યોની સ્થિતિ “ સાપ ગયાને લીસોટા રહ્યા ” જેવી થઇ છે. તેઓમાંથી ધર્મનુ અભિમાન ગયું છે બ્રાહ્મણોની બુદ્ધિ શાસ્ત્રાર્થ કરવામાં જ્ઞાન યુકત પુસ્તકો લખવામાં વેદ ધર્મનો પ્રચાર કરવામાં ઉપયોગી થતી તેના વંશજોની બુદ્ધિ અત્યારે પરસ્પરમાં કુસંપ વધારવાને કલેશ કજીઓ કરાવવાને, સારાં કાર્યોને તોડી પાડવાને, સજ્જનોની નિંદા

કરવાને ગમે તેવાં દુષ્ટ કામ કરી પૈસો મેળવવાને માટે યોજાય છે. જે બ્રાહ્મણોના શરીર ધાર્મિક દૃષ્ટિથી બીજાને ઉપયોગી થતાં, જે બ્રાહ્મણો બીજાને સુખી કરવા ખાતર પોતાનું સુખ જતું કરતા જે બ્રાહ્મણો અજ્ઞાન તિમિરનો નાશ કરી જ્ઞાનનો દીપક પ્રકટાવતા તે બ્રાહ્મણો આજે તે ધર્મથી પતીત થયાછે. જે ઔદિચ્ય શાસ્ત્રોકત નિયમ પ્રમાણે બ્રહ્મચર્ય પાલન કરતા તે આજે પશુવ્યવહાર કરતા જણાય છે. જે ઔદિચ્યો અયાચક વૃત્તિનું સેવન કરતા તે ઔદિચ્યો આજે એક પૈસાના દાન માટે ચાર પાંચ ગાઉ મુસાફરી કરેછે ગમે તેવા અપ શબ્દો સહન કરેછે, શ્વાન માફક તિરસ્કારને પાત્ર બને છે સાત્વિક આહાર કરનારા ઔદિચ્યોના પુત્રો લાડુ ઉડાવવા માટે ગમે તેટલો લાંબો પંથ ખેડવાને આતુર છે. અરે, વાંચક બંધુ આવ, આવ, આપણે ઔદિચ્યનું નિત્ય કર્મ નીહાળીએ. અહા કેવું સુંદર મકાન છે, તદ્દન વીલાયતી ઢબ પ્રમાણે તેમાં કરેલી શોભા આર્યત્વનું ભાનજ ભૂલાવે છે. પોચી સફેદ શય્યામાં આળોટતા સવારના આઠના સમયને સૂવાનો સમય જાણતા ગૃહસ્થોને નિહાળ, શય્યા પાસે ચાહનો પ્યાલો લઇ એક નોકર ઉભો છે. શેઠનું ઉઠવું, દંતધાવન કે મુખ પ્રક્ષાલન કર્યા સિવાય ચાહ ગટગટાવવી એ સર્વ વર્તનથી, વાંચક, તું આશ્ચર્ય પામીશ નહિ. એતો ચાલેજ સર્વ વસ્ત્ર સહિત પાયખાનાની મુલાકાત, ઉતાવળું સ્નાન, સંધ્યાદિ કર્મનું વિસ્મરણ, શ્વાન માફક લૂછ લૂછ ખાવું, ધંધા ઉપર જવું, નોકર સાથે ક્રૂર વર્તન આ સર્વ વ્યવહાર હાલ સ્વાભાવિક જણાય છે, ગમે તે પ્રકારનો આહાર કરવો, વ્યભિચારમાં મચ્યા રહેવું, ઇશ્વર પૂજન ઇશ્વર નામ કે ઇશ્વરી કાર્ય માટે તદ્દન બેદરકાર રહેવું એ સર્વે ઔદિચ્યો હમેશા કર્યે જાય છે. ટુંકમાં ઔદિચ્ય જ્ઞાતિમાં સંપૂર્ણ ગ્લાનિ છે. સમસ્ત હિંદમાં પણ તેવીજ ગ્લાનિછે. પ્રત્યેક ધર્માભિલાષી હૃદયની એ પવિત્ર ફરજછે કે ધર્મની ગ્લાનિ દૂર કરવા માટે ટુંક સમયમાં ઈશ્વરી અવતાર થનારછે એવી માન્યતા ધરાવનારા અને તે અવતારના આગમન પૂર્વે સર્વ તૈયારી કરનારા "પૂર્વના તારાના મંડળમાં યથાશકિત સાહાય્ય આપી જગદ ગુરૂના આગમનનો દૈવી સંદેશ" સર્વત્ર ફેલાવી આપણી જ્ઞાતિમાંથી ધર્મની ગ્લાનિ દૂર કરવા પ્રયાસ કરવા.

## સુધારો.

ધર્મને નામે ચાલતા અધર્મ દૂર કરવા માટે ધર્મ ચલાવનાર ધર્મ ગુરૂઓને સંગીન જ્ઞાન મળે અને તેઓનું ગુજરાન સરલતાથી થાય તેવા પ્રયત્નો જ્ઞાતિએ આદરવા ધાર્મિક પુસ્તકો છપાવી તેની છુટથી વ્હેચણી અથવા જૂજ કીંમતે વેચાણ કરવું. ઘરે ઘરે ધર્મની ધ્વજા ફરકાવવી; ધર્મના કાયદાઓ જ્ઞાતિ બંધારણમાં સામેલ કરવા અને સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવી; તેમાં ધર્મના પુસ્તકોનો અભ્યાસ ક્રમ ગોઠવવો. તેની વાર્ષિક પરીક્ષા લેવી અને સારા વિદ્યાર્થીઓને ઉતેજન આપવું ધાર્મિક વિષયમાં સ્ત્રીઓ સર્વથી સરસ કાર્ય કરશે. કારણ ઔદિચ્ય રમણીઓના હૃદયમાં ધર્મભાવના રમી રહીછે પરંતુ તે બુદ્ધિ મલી નથી. માટે તેમને તે કાર્ય માટે તૈયાર કરવી ધર્મ ભાવનાં ઉડાં રહસ્યો બાળકોને હાલરડામાંજ શીખવવા.

## શારીરિક સ્થિતિ.

શરીર એ મનુષ્ય જીવનનું એક ઉપયોગી સાધન છે એવી માન્યતા ઘણાઓનાં મનમાંથી ખાસ કરી હિંદીઓનાં મનમાંથી ભુસાઇ ગઇ છે; તેને લીધે અનેક દુઃખથી હિંદીઓ અત્યારે પીડાય છે. આત્મા એ રાજા છે. મન એ સેનાપતિ છે અને શરીર એ રાજાનું કાર્ય કરનાર સેનાપતિનો અશ્વછે. જો અશ્વ તોફાની હોય પ્રમાદી હોય, કાબુમાં રહેતો ન હોય તો સેનાપતિનું કાર્ય રાજાનું કાર્ય સફલ થતું નથી. માટેજ શરીર રૂપી અશ્વને સુધારવાની કેળવવાની જરૂર છે. શરીર એ મંદિર છે, આત્મા શરીર મંદિરમાં વાસ કરનાર દેવ છે. મંદિર જો પવિત્ર નહિ હોય, મજબુત નહિ હોય, સુશોભિત અને વ્યવસ્થિત નહિ હોય તો આત્મારૂપી દેવ તેનો ત્યાગ કરશે અને શરીર નિરૂપયોગી નીવડશે શરીર એ ગોકુલ છે. હૃદય એ કૃષ્ણ મંદિર છે. આત્મા એ કૃષ્ણ પરમાત્મા છે. જ્યાં સુધી ગોકુલમાં દુષ્ટાત્મા સ્વરૂપ રાક્ષસોનો વાસ હતો, જ્યાં સુધી ગોકુલ એ રાક્ષસોના દુષ્ટ વર્તન, વીચાર અને આચારથી વ્યથા પામતું હતું જ્યાં સુધી ગોકુલ ભુમિએ રાક્ષસોના પાદતલે ચગદાતી હતી ત્યાં સુધી કૃષ્ણ પરમાત્માના

નિવાસ માટે તે ભૂમિ તદ્દન નાલાયક હતી શ્રી કૃષ્ણ પરમાત્માએ જન્મ ધારણ કરી એ અધમ જીવોનો નાશકરી ગોકુલને સુંદર દિવ્ય અને સ્વર્ગીય બનાવ્યું. તેવીજ રીતે જ્યાં સુધી શરીર રૂપી ગોકુલમાંથી કામ, ક્રોધાદિ છ આસુરી જીવો અને મહિષાસુર રૂપી અભિમાન નાશ પામશે નહિ ત્યાં સુધી એ ગોકુલમાં આત્મારૂપ કૃષ્ણ પ્રકાશ પામશે નહિ.

શરીર એ મનુષ્યની જીવન યાત્રાનો રથ છે. જો એ રથ સારી રીતે તૈયાર નહિ હોયતો જીવન યાત્રા નિષ્ફળ જશે.

શરીર એ પિંજર છે, તેમાં આત્મહંસ પૂરાયેલો છે. જો એ પિંજર દિવ્ય હશે નહિ તો આત્મહંસ પરમાત્મા સ્વરૂપ સાગરના કિનારે ઉડી જશે.

શરીર એ આકાશ છે જ્યાં આત્મસુર્ય પ્રકાશી રહે છે. જો એ આકાશ પ્રમાદ આળસ આદિ વાદલાંઓથી ઘેરાયેલું રહેશે. તો સૂર્ય સંપૂર્ણ પ્રકાશ આપી શકશે નહિ અને પ્રકટ થયા વિનાજ અસ્ત થશે.

આવા અમુલ્ય શરીરને સાચવવું, શોભાવવું, પોષવું અને પૂજવું એ સર્વની પ્રથમ ફરજછે. હવે આપણે એ શરીરની સ્થિતિ તપાસશું.

## પ્રાચીન.

જેટલો વિકાસ આત્માનો આવશ્યક છે. તેટલોજ વિકાસ શરીરનો પણ અગત્યનો છે એવી દૃઢ ભાવના પ્રાચીન સમયે પ્રત્યેક ઔદિચ્ય બંધુની હતી કારણ શરીર વિકાસ વિના આત્મ-વિકાસ અશક્ય છે એવું તેમને સંપૂર્ણ જ્ઞાન હતું એ ભાવનાને તેઓ ભાવના તરીકે રહેવા દેતા નહિ પરંતુ તેને કાર્યનું સ્વરૂપ આપતા અર્થાત પ્રત્યેક ઔદિચ્ય શરીરના ગુણો ઉત્તમરીતે કેળવતા સ્થુળ શરીર જેને આપણે નજરે જોઇ શકીએ છીએ તેને તેઓ આત્માના એક ઉત્તમ સાધન તરીકે વાપરતા સ્થુલ શરીરના તેઓ ગુલામ નહતા પણ સ્થુલ શરીર

તેમનું ગુલામ હતું. અર્થાત્ સ્થુળ શરીર પાસેથી તેઓ જે કંઇ કામ લેવા માગતા તે લઇ શકતા સ્થુળ શરીરનો સ્વભાવ બેસી રહેવાનો છે. અને પોતાને માથે આવેલું કાર્ય બીજો કોઇ કરે તો સારૂં એમ તે ઇચ્છે છે. જો મનુષ્ય એ શરીરનો નોકર હશે તો તે (સ્થુળ) કામ કરશે નહિ પરંતુ જો શરીરજ તેનું ગુલામ હશે તો એકદમ તે કાગ બજાવવા તેને હુકમ કરશે સ્થુળ શરીર અને બીજા દરેક શરીરને પ્રાચીન ઔદિચ્યો એવી રીતે કેલવતા કે જે સમયે જે કામ તેને ફરમાવતા તે કામ તેજ વખતે તે પૂર્ણ કરતું પ્રાચીન ઔદિચ્યો ગમે તેટલું ચાલવા છતાં કંટાળતાજ નહિ ગમે તેટલું મગજને કામ આપવા છતાં નિરાશજ નહિં. તેઓ ગમે તે વખતે સૂઇ શકતા, ગમેતે વખતે જાગૃત થતા. સ્થુળ શરીરનો ત્યાગ કરી ઇચ્છાનુંસાર ચાલ્યા જતા કોઇ પણ જાતના રોગ કે ભય તેમને અસર કરી શકતા નહિ. શરીરની પૂર્ણ જાહોજહાલી તેઓ ભોગવતા.

## માધ્યમિક.

જેમ જેમ સમય વ્યતીત થવા લાગ્યો અને ઔદિચ્યો કર્મધર્મથી પતીત થવા લાગ્યા તેમ તેમ તેમની શારીરિક પરિસ્થિતિ શીથીલ થવા લાગી મધ્યકાલમાં તેઓ માત્ર સ્થુળ શરીર સિવાય બીજા કોઇ શરીરને વશ રાખી શકયા નહિ. તેઓના મન અને બુદ્ધિ જાડા થવા લાગ્યા પરંતુ સ્થુલ શરીરનો કોઇપણ દુર્ગુણ તેમને અસર કરી શકયો નહિ. ધીમે ધીમે ઔદિચ્યોએ જ્ઞાન મેળવવું છોડી દીધું અને મહેનત તેમજ ખેતીના કાર્યમાં જોડાવા લાગ્યા પ્રાચીનનો બ્રહ્મચર્યનો કાયદો તેઓએ વિસાર્યો ન હતો. દશબાર વર્ષની વય કે જે વયમાં કેટલાક ભાગ્યહીન પુત્ર તથા પુત્રી પિતા તથા માતાની માનવંતી પદવી આધુનિક સમયે ભોગવેછે તે વય સુધી મધ્ય કાલના ઔદિચ્યો નગ્નાવસ્થામાં રહેતા એવું મેં સાંભળ્યુંછે અને તે સત્યછે એમ કહેવાય છે.

## અર્વાચિન.

અત્યારે ઔદિચ્યોની શારીરિક સ્થિતિ અત્યંત શોચનીય છે. સ્થુળ, સૂક્ષ્માદિ દરેક શરીરમાં સડો પેઠો છે અને

દરેક શરીરના તેઓ ગુલામ બન્યા છે. કોઇના શરીર પાતલા તો કોઇના અતિ મેદવાલા તો કોઇના અતિ ઠીંગણા એવી સ્થિતિ થઇછે કોઇ જ્વરથી પીડાયછે. કોઇ ક્ષયથી રીબાયછે. અને કોઇ પ્લેગથી કે કોલેરાથી દુ:ખી છે. શરીર એ શું ચીજ છે. તેમનું જ્ઞાન જતું રહ્યું છે. ગમે તે નકામી વસ્તુ ખાવામાં, પીવામાં, ગમે ત્યાં ફરવામાં, ગમે તેવો પશુવ્યવહાર કરવામાંજ ઔદિચ્યો માનધરાવેછે જે ઔદિચ્યો દસમણના વજનના વાસણ એક સાથે ઉંચકી શકતા, દસશેર ગોળ એકી વખતે સફાલ કરીજતા, લાડુની સાથે લડાઇ કરતા લાડુને હુંફાવતા હળવડે ખેતરનાં ઢેફાં ભાંગતા, એક દિવસમાં ૨૦ કે ૨૫ ગાઉ અથવા તેથી લાંબી મુસાફરી પગે ચાલીને કરતા તેમના પુત્રો હાલના બહાદુર ઔદિચ્યો એક શેર બોઝો ઉઠાવતાં લાચાર થાય છે, પાશેર અન્ન ખાતાં પાચનની પડીકીઓ ફાકે છે, એક લાકડી હાથમાં ધરતાં કાંડાના દસ વાંક વળેછે અને એક ખેતર જમીન ચાલતાં મેંઢા ની માફક હાંફે છે એશું થોડી શરમની વાત છે? જે વર્તનથી શરીરો ક્ષીણ થયાં છે તે આ સ્થળે આલેખી મારી સભ્યતા હું ઓળંગીશ નહિ. વાંચકજ તે કારણ શોધશે એમ આશા છે. યુરોપાદિ દેશોમાં શરીરની ઉપયોગીતા કબુલ થઇ છે. પણ માત્ર તેઓ શરીરના વિકાસમાંજ ગુંથાઇ રહે છે; જેના પરિણામે હાલનું મહાભારત જેવું યુધ્ધ ઉપસ્થિત થયું છે. આત્મ વીકાસમાં તેઓ સમજતાજ નથી. હિંદને ઉભય માર્ગમાં ચાલવાનું છે અને યુરોપાદિ દેશને તે માર્ગમાં દોરવાના છે. તેથીજ હિંદના ઔદિચ્યોએ ઉભય માર્ગ સરલ બનાવવાના છે. જયાંસુધી શરીર મજબુત અને નીરોગી હશે નહિ ત્યાંસુધી કોઇપણ પ્રજાની કે જ્ઞાતિની ઉન્નતિ થશે નહિ.

## સુધારો.

શરીરનું ઉ-તમ બંધારણ પહેલા પચીસ વર્ષમાંજ થાય છે. તેથી તેટલો સમય શરીર બંધારણ માટે બહુ સાચવવાનોછે ગમે તેમ તે સમયને વીણફી દેતાં જરા વિચાર કરવાનો છે અને ઉધ્ધત અથવા અવિચારી કાર્યને તિલાંજલિ દેવાની છે. પહેલા પચીસ વર્ષ સુધી યથાર્થ બ્રહ્મચર્ય પાળવાથી શરીર બંધારણ મજબુત થશે, આસપાસનું વાતાવરણ શરીર બંધારણ ઉપર

મજબુત અસર કરેછે. હાલનું વાતાવરણ એવું અપવિત્રછે કે તેથી શરીરોને વારંવાર વીકાસના માર્ગમાં અવરોધ આવે છે. સાંસારિક વાતાવરણથી દુર પચીસ વર્ષ સુધી દરેક વીદ્યાર્થીને રહેવું જોઈએ. વિદ્યાર્થીગૃહો શહેરથી દુર રાખવા ત્યાં ખોરાકમાં તથા અન્ય વિષયમાં પુરતું ધ્યાન અપાવું જોઇએ. કસરત એ શરીર મજબુત કરવાનું મુખય સાધન છે તેથી તેનું સેવન પ્રત્યેક વિદ્યાર્થીએ કરવું જોઈએ જેદુષ્ટ રિવાજોથી શરીરો રોગના ભોગ બને છે તેનો નાશ જ્ઞાતિબંધારણદ્વારા થવો જોઇએ. છ છ મહિને દરેક ઔદિચ્યની શારીરિક તપાસ નીપુણદ્વારા કરાવવી. ગરીબ માણસોને કસરતના સાધન પુરા પાડવા. કસરતના ફાયદા સમજાવનારા હસ્ત પત્રો અને ભાષણોની ગોઠવણ કરવી. તંદુરસ્તીના વિષયમાં સ્ત્રીઓ જવાબદાર છે માટે તેમને ટાઢું વગેરે ખાવાથી થતાં નુકશાનો સમજાવવા ઉત્તમ પાકશાસ્ત્રનું જ્ઞાન પ્રત્યેક ઔદિચ્ય બાળાને આપવું જ્ઞાતિનાં મંડળો આ કાર્ય સત્વર ઉપાડી શકશે.

## આર્થિક સ્થિતિ.

અત્યારનો જમાનો બહુ વિચિત્ર છે. દરેક વ્યકિતની ધ્યેય વસ્તુ પૈસો છે. મનુષ્ય જન્મ પામી મરતાં સુધી પૈસો મેળવવામાંજ પોતાની સર્વ શકિત અને સમયનો ભોગ આપે છે. જયાં જુઓ ત્યાં પૈસાનીજ વાત; બજારમાં ચાલો ત્યાં વેપારીઓ પૈસાની વાતો કરે; દેવ મંદિરમાં દર્શન કરવા જાઓ ત્યાં પુજારીઓ પૈસા કેમ મેળવવા તેનીજ વાત વિચારે; ઘરમાં સ્ત્રીઓ પણ એજ વિષય ચર્ચે; વિદ્યાર્થીના વિદ્યાભ્યાસનો હેતુ પણ તેજ ભગવાં વસ્ત્ર પહેરવા એ પણ એજ ઉદ્દેશથી; પરદેશની મુસાફરીનું કારણ પણ પૈસોજ, અર્થાત સર્વ વ્યવહાર પૈસા માટેજ ચલાવાય છે. એક યુવકની યુવાન સ્ત્રીનું શબ બળતું હોય ત્યાં સ્મશાનમાં પણ પાપી પીતાઓ પોતાની પુત્રી તે યુવકને આપી પૈસા ઘડવાના વિચાર કરે વારસ વિનાના મૃત્યુ પામેલા પુરૂષ અથવા સ્ત્રીના અવસાન સમયે પણ પૈસાનોજ કલકલાટ આ સર્વ આજકાલમાં પૈસાનો પ્રભાવ છે. પૈસા વગરના માણસો સમાજની દૃષ્ટિમાં હલકા ગણાય છે. સમાજથી તેઓ નિંદાય છે, કાંઇપણ વસ્તુ ખરીદતાં

પૈસા પહેલાજ જોઇએ, સાથે સાથે આપણે પણ નિરૂદ્યમી એવા છીયે કે જેને લીધે આપણે પૈસા બાબત બહુજ દુ:ખી છીએ. આપણા હાથ પગને લકવા થયો એક પાઇની દિવાસળી માટે આપણે બીજા દેશની લાચારી કરવી પડે છે. એક સોય માટે પણ અન્ય દેશની પ્રાર્થના કરવી પડેછે. આ સર્વ આપણા હુન્નર ઉદ્યોગની ખીલવણીની અશુભ નિશાનીઓ છે!! આ પૈસાના જમાનામાં આપણી પાસેપૈસો નથી. પૈસો મેળવવાનાં સાધન નથી. આપણો દેશ હિંદ ગરીબ છે કંગાળ છે. હિંદના એક અંગ રૂપ ઔદિચ્યો પણ તેજ કારણસર ગરીબજ છે. પૈસાના અભાવે ઘણા કાર્યો રખડી પડે છે. જે પૈસો આવો ઉપયોગી છે તેની સ્થીતી આપણે જોઇ તપાસી.

## પ્રાચીન.

પ્રાચીન સમય કે જે સમયે ઔદિચ્યો **वर्णानां ब्राह्मणो गुरुः।** એ પદવીનું સંપૂર્ણ સુખ અનુભવતા હતા એટલે કે બ્રાહ્મણો–ઔદિચ્યો (ઉપદેશક) અને ગુરૂનું કાર્ય કરતા હતા ત્યારે ઔદિચ્યોને પૈસાની જરૂર હાલના જેટલી પ્રબળ ન હતી. કારણ કે જે શીષ્યો તેમની પાસે જ્ઞાન પ્રાપ્ત કરતા તેઓ ગુરૂની પાસે વિદ્યાભ્યાસ પુર્ણ કરી સ્વગૃહે જતી વખતે ગુરૂઓને સારી રીતે ગુરૂ દક્ષિણા આપતા તેમાંથી ગુરૂઓ પોતાનો નિર્વાહ ચલાવતા વળી તે સમયે ઔદિચ્યો પૈસા માટે જેટલો યત્ન કરતા તેના કરતાં લાખ ગણો વધારે યત્ન તેઓ મોક્ષ–પ્રાપ્તિ માટે કરતા. કામિની અને કાંચન ઉપર તેએને મોહ હતો નહિ. વરસાદ પણ સારો પડતો હોવાથી. ધાન્યની ઉત્પતિ પુષ્કળ થતી તેથી, કોઇપણ ચીજની મોંઘવારી ન હતી. વળી હિંદુસ્તાનમાં ઉત્પન્ન થતી તમામ વસ્તુ પરદેશમાં ઘસડાઇ જતી નહિ હોવાથી તેઓને દુષ્કાળ સહન કરવો પડતો નહિ, પરદેશીઓની ખાદ્ય વસ્તુ તરીકે કરોડો ઢોર સ્ટીમર ઉપર ચહડી પરદેશ ઘસડાતા નહિ હોવાથી દુધ અને ઘી પુષ્કળ ઉત્પન્ન થતુ હિંદુસ્તાનનો કાચો માલ હિંદુસ્તાનમાંજ પકવાતો તેથી હાલની માફક એક રૂપીએ (દાખલા તરીકે) આપેલી એકશેર ચિજનો બનેલો પાકો માલ લેવામાટે તેટલીજ ચિજની સો રૂપિયાની આશરે કીંમત તે વખતે કોઇની આપવી પડતી નહિં તેથી પૈસાની સ્થિતિ પ્રાચીન સમયે ઘણીજ ઉન્નત હતી.

## માધ્યમિક.

વખત જતાં મોંઘવારી વધવા લાગી હિંદુસ્તાનનો વેપાર હિંદીઓના હાથમાંથી સરવા લાગ્યો દ્રવ્ય મેળવવાના સાધનો લુટાયા ગરીબાઇ વધવા લાગી. ઐાદિચ્યોમાં કુસંપ વધ્યો તેઓ સ્વમાન ખોવા લાગ્યા જનસમાજ તેમના તરફથી હલકી નજરથી જોવા લાગ્યો, જેથી ભરણપોષણના સાધનોનો તેમને આશ્રય લેવો પડયો ધીમેધીમે ઐાદિચ્યોમાંના કેટલાક ખેતી કરવા લાગ્યા કેટલાક વેપાર કરવા લાગ્યા; કેટલાક કાસદું કરવા લાગ્યા; અને કેટલાક વિદ્યાની લીલામી કરવા લાગ્યા; ધાર્મિક ક્રિયાઓમાં ઐાદિચ્યોએ પૈસાના પ્રમાણ બાંધ્યા અને જાહેર રીતે વિદ્યાને વેચવા લાગ્યા. છતાંપણ તેઓ કન્યાવિક્રય કરતા નહિ. ધીમેધીમે તેની પણ છૂટ લેવા માંડી. ઐાદિચ્યોની સ્થિતિ કંગાલ થતી ચાલી અને કેટલાકો જેઓ ખેતીનો ધંધો કરવામાં કંટાળ્યા તેઓ રસોઇનો ધંધો કરવા લાગ્યા. દેશમાં દુષ્કાળ પડવા લાગ્યા અને તેમની સ્થિતિ બહુજ ખરાબ થઇ અયાચકવૃત્તિને પાણેચું પકડાવી તેઓ ઘેર ઘેર ભીખ માગવા લાગ્યા. મધ્યમકાળમાં તેઓની આર્થિક સ્થિતિ બહુજ દુર્બળ થઇ અને જનસમાજમાંથી તેમને માન મળતું અટકયું હજુ દેશમાંથી હુન્નર તદ્દન નાબુદ થયો ન હતો.

## અર્વાચિન.

અત્યારથી હિંદુસ્તાનનો વેપાર અધમ સ્થિતિમાં છે. હિંદુસ્તાનનો તમામ માલ પરદેશ જાય છે. હિંદના હુન્નર નાશ પામ્યા છે. ગરીબાઇ વધી છે. દુષ્કાળના ઉપરા ઉપરી ઘા વાગ્યાથી હિંદીઓ પાયમાલ થયાછે. મોંઘવારીએ સાધારણ જનસમુહનું સત્યાનાશ વાળ્યું છે. તેના છાંટા સર્વજ્ઞાતિને લાગ્યાછે. ઐાદિચ્ય જ્ઞાતિ તેમાંથી બચવા પામી નથી. પૈસા સંબંધી આટલી હાડમારી ભોગવ્યા પછી ઐાદિચ્યોની સ્થિતિ બદલાઇછે. તેઓ મુંબઇ વગેરે શહેરોમાં વસવા લાગ્યાછે. ત્યાં તેઓએ નોકરી કરવી શરૂ કરીછે. છતાં આખી જ્ઞાતિની સ્થિતિ ગરીબજછે. હવે ઐાદિચ્યો વેપારમાં આગળ વધ્યાછે અને સ્વતંત્ર ધંધામાં જોડાયાછે. તેઓની પાસે

પૈસો થયોછે. પણ અજ્ઞાનને લીધે તેનો સદુપયોગ થતો નથી. આપણા વ્યસનો પાછળ અને અલ્પાયુષી વિદેશી કપડાં પાછળ આપણો પૈસો તદ્દન નકામો જાયછે. અરે દરેક ચીજના પૈસા આપવા પડેછે. દરેક ચીજના પૈસા પડશે તે સહન કરશું પરંતુ પાણી, હવા અને તેજ જે મનુષ્ય જીવનને ટકાવનારાં મુખ્ય સાધનોછે અને જેની લ્હાણી કુદરતે બહોળે હાથે સર્વને એક સરખી કરીછે તેના પૈસા આપવા તે અમારાથી સહન નહિ થાય પણ લાચાર.

**સુધારો:**—માત્ર વેપારથીજ ઔદિચ્યોની આર્થિક સ્થિતિ સુધરશે નહિ કારણકે તેઓ પરદેશના વેપારીઓના આડતીઆ તરીકે કાર્ય કરેછે અને તેઓનો માલ વેચીઆવી પોતાની દલાલી વસુલ કરેછે પરંતુ આથિક સ્થિતિ કાયમ સારી રહે તેટલા માટે ઔદિચ્યોએ હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીમાં કુશળતા મેળવવી જોઇએ વિદ્યાભ્યાસમાં આગળ વધવું જોઇએ પરદેશ ગમન કરવું અને નવીન હુન્નર તથા કળાનું જ્ઞાન મેળવી જ્ઞાતિ જનોને તે હુન્નરમાં જોડવા જોઇએ પૈસાની હાડમારી અને દુષ્કાળના ડાચામાંથી બચવાને આપણે પ્રથમ આપણા સ્વદેશી માલને ઉત્તેજન આપવું અને દેશનો નાણો દેશબહાર જતો અટકાવવો. ઢોરની જાવક બંધ કરવી ખેતીને ઉત્તેજન આપવા માટે સહકારી મંડળો (Co-operative Society) સ્થાપી ખેડુતોની આર્થિક અડચણો દૂર કરવી.

## આર્થિક સ્થિતિ કઈ રીતે સુધરે ?

૧ આપણે જે પૈસા વિદેશી કપડાં અને ચીજો પાછળ ફેંકી દઇએ છીએ તે પૈસા સ્વદેશી કપડાં અને ચીજો જે આપણી જ્ઞાતિના ભાઇઓએ બનાવી હોય તે ખરીદવા માટે વાપરવા જોઇએ તેટલા માટે સ્વદેશીની દઢ પ્રતિજ્ઞા કરવી જોઈએ

૨ હુન્નર ઉદ્યોગની શાળાઓ સ્થાપી ગરીબ બંધુ તથા બ્હેનો અને વિધવાઓને તેમાં કામે લગાડવી. તેમાં જોઇતી વસ્તુઓ હુન્નર ઉદ્યોગ મંડળે પોતાને ખર્ચે પૂરી પાડવી. તેમણે તૈયાર કરેલી વસ્તુ તે મંડળે વેચી નાખવી નફો તથા વસ્તુની મુદ્દલ કીંમત મંડળે રાખવી અને કાર્ય કરનારને તેમની મહેનત બદલ પૈસા આપવા.

૩ જે કોઇ ઔદિચ્ય બ્હેન તથા બંધુ નવીન શોધખોળ કરે તેને ઉત્તેજન આપવું

૪ જેમ બને તેમ સાદુ અને સરલ જીવન ગાળવું.

૫ કેટલાક નીચ વ્યસનો કે જેમાં ઔદિચ્યોનો પુષ્કળ પૈસો ફના થાયછે તે દૂર કરવા કરાવવામાં અને પૈસાનો ભંડોળ એકત્ર કરી જ્ઞાતિહિતમાં તે વાપરવો.

૬ પ્રત્યેક વ્યક્તિને સ્વાશ્રયનો અમુલ્ય પાઠ શીખવવો.

આ દરેક કાર્યમાં જ્ઞાતિનો પૈસાદાર વર્ગ ઘણું ઉમદા કાય કરી શકે. અરે જ્ઞાતિના ગૃહસ્થો ? તમે જે પૈસો તમારી તેજોરીમાં ભરોછો તે તમારો પોતાનો નથી; તે પૈસો ગરીબોએ મેળવ્યોછે અને ગરીબોને માટેછે. વગર ગહેનતે મળેલો પૈસો તમે તમારા પેટ ભરવામાં, તમારી વિષયવાસના તૃપ્ત કરવામાં તમારા ભોજન-શોખ પુરા કરવા પાછળ ખર્ચો અને તમારા લાખો બંધુઓ ભુખે મરવા પડે, વસ્ત્રરહિત નગ્નાવસ્થામાં ભટકે, ઉદ્યોગ વિનાના આમ-તેમ આથડે, અનાચારકરે, રાક્ષસી કાર્ય કરે એ શું તમને પ્રસં-દછે! હજારો બ્હેનો અને બંધુઓ અજ્ઞાન રહે અને તમે તમારી એક પાઇપણ વિદ્યા વૃદ્ધિ પાછળ નખર્ચો તે ખરેખર શરમ ભરે-લુંજછે. દરરોજ મિષ્ટાન્ન જમતાહો તેને બદલે સાદું ભોજન લઇ ગરીબને અન્નવસ્ત્ર મળે તેવી ગોઠવણ કરો. નાટકમાં, વ્યસનમાં અને એવાજ બીજા હલકા કાર્યમાં વપરાતા તમારા પૈસા બચાવો. આવો ? બંધુઓ ? આવો ? આ અનાથ બાળકો તમારા તરફ મ્હોં વિકાસેછે તેને માટે અનાથાશ્રમ બંધાવો. આ ગરીબ માણસો ભુખે મરેછે તેને અન્ન દાન આપો. આ વિધવાઓ આંસુઓ ખેરેછે તેને માટે વિધવાશ્રમ બંધાવો. આ વિદ્યાર્થીઓ તમારી પાસે આવેછે તેને માટે બોર્ડિંગો અને પુસ્તક તથા ફી આપનારાં મંડળો સ્થાપો આ આળસુઓ તમને વિનવેછે માટે હુન્નર ઉદ્યોગ શાળાઓ શરૂ કરો. બંધુઓ, તમે ધારોતો ઘણું કરી શકો તેમ છો. તમારે એટલુંજ ધારવાનું છે કે તમારા પૈસામાં બીજાનો

ભાગછે અને તેનો પૂળો તમારે આપવોજ પડશે. આગળ આવો, તમારો ઉદાર હાથ લંબાવો અને તમારે માટે ઘણાં ક્ષેત્રો તૈયાર છે.

## સામાજિક સ્થિતિ.

સમાજ, સમાજિક જીવન, સમાજસેવા, સમાજસેવક, હિન્દ-સમાજ વગેરે નામાનો શ્રવણ માત્રથીજ જનસમુહનો મોટો ભાગ ભડકી ઉઠેછે અને સમાજ શબ્દ સાથે તેમને ગત જન્મનું મહાન-વૈર હોય તેવો દેખાવ કરેછે. હિંદના કેટલાક મનુષ્યોના જીવનમાં સમાજ શબ્દ જ્યારે ઓતપ્રોત થઇ રહ્યોછે, સમાજ એજ જેના પ્રાણ મનાયછે, સમાજસેવા એજ જેના જીવનનો મહાન મંત્ર છે સામાજીક જીવન એજ જેના જીવનનું લક્ષ્યછે, સમાજ સેવા પાછળ હિંદના બહાદુર પુત્રો પોતાના જીવનનો ભોગ આપવા તૈયાર થયાછે ત્યારે હિન્દના કમભાગ્યે હિન્દમાં એવો પણ જનસમુહ છે કે જે સમાજ એ શબ્દથી ત્રાસ પામેછે. સમાજ એટલે અમુક વ્યકિતઓનો સમૂહ પછી તે ઔદિચ્યસમાજ, ક્ષત્રિસમાજ, વૈશ્યસમાજ, શુદ્રસમાજ કે પશુ-સમાજ પણ હોઇ શકે સમાજ સેવા એટલે સમુહના જીવનમાં જે અડચણો હોય તે દૂર કરી તેમને કાર્યમાર્ગમાં સરલતા કરી આપવી યા સહાયતા આપવી. સામાજિક સ્થિતિ એટલે જનસમુ-હની વ્યવહારિક અને રીતિ રિવાજોને લગતી સ્થિતિ જ્યાં સુધી સામાજિક સ્થિતિ કે જે સ્થિતિ ઉપર મનુષ્ય જીવનનો મુખ્ય આધાર રહેલોછે તે સુધરશે નહિ ત્યાં સુધી જનસમાજ કદીપણ ઉન્નતી ક્રમમાં ચાલી શકશે નહિ; કારણકે મનુષ્ય જીવનમાં એવા કેટલાક હાનિકારક સામાજિક રિવાજો છે કે જે મનુષ્યના આત્મવિકાશમાં અત્યંત અવરોધ લાવેછે. સામાજિક સ્થિતિનો મુખ્ય આધાર સ્ત્રીઓના હાથમાંછે. સમાજની ઉન્નતિ અને દુષ્ટ રિવાજોની પાય માલી સ્ત્રીઓજ કરી શકેછે. તેથી આપણે પ્રથમ તેમની સ્થિતિ તપાસશું.

## સ્ત્રીઓની સ્થિતિ.

સ્ત્રી અને પુરૂષ સંસારયાત્રાના રથમાં બે ચક્રરૂપછે. તેમાં જો સ્ત્રીચક્ર ખરાબ હશે તો યાત્રા નિષ્ફળ જશે.

સ્ત્રી એ પુરૂષની અર્ધાંગના છે. તેથી જો સ્ત્રીની સ્થિતિ નિર્બળ હશે તો પુરૂષનું અર્ધું અંગ પણ નિર્બળ રહેવાનું અને પક્ષઘાતના વ્યાધિથી પીડાવાનું.

સ્ત્રીઓ ગૃહરાજ્ઞીઓછે. ગૃહરાજ્યની સત્તા તેમનેજ મળવી જોઈએ. જ્યાંસુધી આપણી ગૃહરાજ્ઞીઓને સ્વરાજ્ય નહિ મળે ત્યાંસુધી ખરેખરૂં સ્વરાજ્ય આપણે મેળવી શકશું નહિ.

સ્ત્રી એ ગૃહનો મંત્રીછે. તે જ્યાંસુધી બુદ્ધિમાન અને પ્રવીણ હશે નહિ ત્યાંસુધી ગૃહરાજ્યમાંથી ગોટાળા જશેનહિ

સ્ત્રીઓ પતિને માટે મોક્ષના દ્વાર ખોલનારી કૂંચીઓછે. તે જ્યાંસુધી પવિત્ર, સાધ્વી અને પતિ પરાયણા હશેનહિ ત્યાંસુધી મોક્ષનાંદ્વાર પુરૂષોને માટે સદા બંધ રહેશે.

સ્ત્રીઓ દૈવી શકિતઓછે. જ્યાંસુધી એ શકિત ખીલવવાની અગત્ય સમજાશે નહિ ત્યાંસુધી સંસારમાં સર્વ શકિતઓ શુન્યતાને પામશે.

સ્ત્રીએ પ્રેમનો-દિવ્ય પ્રેમનો ઝરો છે, જ્યાંસુધી પુરૂષો એ પ્રેમામૃતનું પાન કરશે નહિ-તેમની સાથે ઐકય સાધશે નહિ અભેદ ભાવનાથી સ્ત્રી અને પુરૂષના આત્માનું મિલન થશે નહિ ત્યાંસુધી જન્મ મરણનો ફેરો ટળશે નહિ.

સ્ત્રીઓ એ પ્રજા ઉત્પન્ન કરનારી દેવીઓછે. જ્યાંસુધી તે અજ્ઞાન, નિર્બળ, નિરૂત્સાહી અને દબાએલી રહેશે ત્યાંસુધી તેમની પ્રજાપણ તેવીજ રહેવાની.

। यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । એ મનુ મહારાજ્યનું વાકય કહેછે કે જ્યાં સ્ત્રીઓને સન્માન મળેછે, જ્યાં સ્ત્રીઓનો એક ઉપયોગી અંગ તરીકે સ્વીકાર થાયછે, જ્યાં સ્ત્રીઓને સમાન હક્ક મળેછે, જ્યાં સ્ત્રીઓના અવાજને સાંભળવામા આવેછે ત્યાં બટુક દેવતાઓ-બાળકરૂપે મહાન આત્માઓ જન્મ ધારણ કરેછે અને અલૌકિક પ્રેમ ક્રિડા કરી પ્રેમનોપાઠ મનુષ્ય જાતિને શીખવે છે.

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયમાં સ્ત્રીનો દરજ્જો પુરૂષ જેટલોજ કીંમતી હતો દરેક કાર્યમાં તેમને સમાન હક્ક આપવામાં આવતો ધાર્મિકાદિ સર્વ કાર્યમાં સ્ત્રીઓ પુરૂષોની સાથે ઉભી રહેતી પ્રાચીન સમયે સ્ત્રીઓ પતિવ્રતપરાયણ અને પતિસેવામાંજ નિમગ્ન રહેતી પતિ એજ સ્ત્રીનું સર્વસ્વછે, પતિ એજ સ્ત્રીની ગતિછે, પતિનેજ ઇશ્વર સમજી તેની સેવા કરવાથી સ્ત્રીઓ સ્વર્ગ મેળવેછે; ઈત્યાદિ વાકયોથી સિદ્ધથતી પીતભક્તિની ભાવવાની અખંડ જયોત પ્રાચીન ઔદિચ્ય રમણીઓના હૃદયમાં પ્રકાશતી હતી તેમના જવલત દૃષ્ટાંતો દરેક આર્ય રમણીયે જાણવાજ જોઇએ પ્રાચીન સમયે સ્ત્રીઓ વિદ્યાભ્યાસ કરતી, સમાજિક પ્રશ્નો છુટથી ચર્ચતી, રાજકીય પ્રકરણોમાં ભાગલેતી સાદાઇની તેઓ સાક્ષાત મુર્તિઓ હતી તેમના પ્રિય અને મધુર વચનોનો પ્રવાહ દગ્ધહૃદયને શાંતિ અર્પતો અહાઆજે તે સમય કયાં? તે સમયે આર્યાવર્તમાં સતી સીતા જેવી સ્ત્રીઓ પ્રકાશતી હતી દ્રૈપદી, ગાર્ગી, મૈત્રેયી, દમયંતી અને સાવિત્રી વગેરે રત્નોના ગૌરવને અનુભવતી હિંદ ભુમિ કયાં? લંકાના અરણ્યમાં અશોકના વૃક્ષનીચે રામ શબ્દનો જાપ-જપતી, નિશ્વાસ પ્રશ્વાસમાં રામનામ ઉચ્ચારતી, નેત્રમાંથી સરતાં ચોધાર અશ્રુમાં રામ શબ્દને ટપકાવતી, હૃદયમાં રામની મુર્તિસ્થાપનારી, જેની નસેનસમાં અને લોહીના દરેક બિંદુમાં રામ નામ ઉછળતું તે સીતા માતાને હે બ્હેનો, તમે અહર્નિશ પ્રણામ કરજો તેમના ગુણગાન કરજો. ગાર્ગી અને મૈત્રીયી જેઓ ધર્મની સાક્ષાત દેવીઓ હતી, જેઓએ વેદમાં પણ મંત્રો લખી પોતાના નામને અમર કર્યાછે એવું મેં સાંભળ્યુંછે, તેવી સ્ત્રીઓ કયાં? યમરાજાના પાસલામાં સપડાએલા સત્યવાનના જીવનને મુકત કરાવવા યમરાજાની પુઠ પકડનાર, સતીત્વના પ્રભાવતે યમરાજને આંજીદેનાર અને યમરાજા પાસેથી સૌભાગ્યવર મેળવનાર સતી સાવિત્રીના નામથી કઇ બ્હેન અજ્ઞાતછે ? પ્રાચીન સમય ખરેખર અદભુતજ હતો. પ્રાચીનનું ગૌરવ, પ્રાચીનની જાહોજલાલી અને સંપૂર્ણતા યાદ આવતાં સદય હૃદય તો રડવાનુંજ અને કદાચ પાષાણ પણ પીગળે.

પ્રાચીન સમયની ઔદિચ્ય જ્ઞાતિની સ્ત્રીઓનો પરિચય આપનાર એકપણ પુસ્તક આપણી પાસેનથી. તેથી તેમના ચોકકસ નામો આપણે જાણુતા નથી. તેથી કંઇ તેમનાં પ્રતિ પુજ્યભાવ ઓછો થતો નથી. પ્રાચીન સમયની આર્યમાતાઓ, આ દીન બાળક તમને સપ્રેમ વંદન કરેછે તે સ્વીકારી ઉપકૃત કરશો.

**માધ્યમિક**:—મધ્ય કાલની સ્ત્રીઓ પ્રાચીન જેવી વિદુષી અને જ્ઞાની કદાચ નહિ હોય છતાં અર્વાચીન સ્ત્રીઓ કરતાં કોઇ રીતે ઉતરતી નહતી પરંતુ કેટલાક વિષયમાં ચ્હડીઆતી હતી સૂર્યોદય અને સૂર્યાસ્ત, ભરતી અને ઓટ, ચ્હડતી અને પડતી, સુખ અને દુઃખ, એ સર્વ કુદરતનો ક્રમછે. પ્રકાશ પાછળ અંધકારજ છુપાયેલો હોયછે. સંપુર્ણ જાહોજલાલી ભોગવ્યા પછી પ્રાચીન સ્ત્રીજાતિનો સૂર્યાસ્ત થયો તેઓ કેળવણીમાં પછાત પડવા લાગી તે એટલે સુધી કે વિદ્યા પ્રાપ્તિને તેઓ સ્ત્રીજાતિના એક દુષણ રૂપે જોવા લાગ્યા ચોરાનો વંશ કદિ જતો નથી. તેમજ મધ્યકાલમાં કેટલાક સ્રીરત્નો પ્રકાશતાં હતાં આ સ્રીઓનું જીવન ઘણુંજ સાદું હતું સ્વદેશમાં બનેલો સર્વ માલ તેઓ વાપરતી સાદાં અને જાડાં વસ્ત્રો પહેરતી ખોરાકમાં પણ બીલકુલ ટાપટીપ ન હતી ઘરનું કામકાજ જાતે કરતી સંયુકત કુટુંબની પ્રદ્ધતિ પ્રચલિત હોવાથી એક ગૃહમાં બે કરતાં વધારે માણસો સાથે રહેતા. આ સર્વને માટે અનાજ પીસવાનું અનાજ પકવવાનું, પાણીભરવાનું ઢોર ઢાંખરની સારવાર કરવાનું અને ખેતીવાડીમાં મદદ કરવાનું કાર્ય તેઓ ઉત્સાહ બજાવતી તેથી તેઓના શરીર મજબૂત રહેતાં અને રોગની બીલકુલ અસર થતી નહિ. ધર્મને માટે તેમને સંપુર્ણ માન હતું તોપણ જ્ઞાનના અભાવે કેટલાક વ્હેમોએ તેઓમાં વાસકર્યો હતો. તેઓ ઘર વૈદ્યું બહુ સારૂં જાણુતી તેઓમાં જે ખાસ પ્રસાંશનીય ગુણ હતો તે એ કે તેઓ શીયળ સાચવતાં ગમે તે સંકટો સહન કરવાનો સમય ઉપસ્થિત થાય તોપણ તેમ કરવાને તૈયાર રહેતી શીયળ કે સ્ત્રી જાતિનું એક મહાન ભુષણ છે તેનું પાલન કરતાં કેટલીક સ્ત્રીઓએ આત્મહત્યા કરી છે. ધન્ય છે તે સ્ત્રીઓને !

## અર્વાચીન.

ધીમે ધીમે સ્ત્રી જાતિનો સૂર્યાસ્ત થયો. અત્યારે ઔદિચ્ય સ્ત્રીઓ કેળવણીમાં બહુજ પાછળ છે. ધર્મભાવ તેઓના હૃદયમાંથી પલાયન કરી ગયોછે વ્હેમોની તેઓ મુર્તિઓ બનીછે. જાહેર જીવનની ગંધ પણ તેઓ લેતી નથી. શરીરો પ્રતિદિન વ્યાધિથી પીડાતા જાય છે. સાદાઇ છોડી દીધી છે. આ સમયે કેટલી સ્ત્રીઓ પતિને ઇશ્વર સમાન ગણી તેની પૂજા કરતી હશે, કેટલી સ્ત્રીઓ શીયળ રક્ષણ પાછળ આત્મહત્યા કરતી હશે તેનો વિચાર કોઇ બાંધી શકે તેમ નથી અનાચારનો ઝપાટો સ્ત્રીઓમાં ચાલી રહ્યો છે. સ્ત્રીઓને સ્વાતંત્ર્ય આપવાનો પવન હાલ ફેલાયો છે. પરંતુ કુપાત્રે દાન થવાથી સ્વતંત્રાને નામે સ્વચ્છંદતા વધી છે. સ્ત્રીઓ સમાન હક્ક માગે તે ઠીક છે પરંતુ હાલની સ્ત્રીઓ તો પતિને ચાકર બનાવવામાંજ અભિમાન ધરાવે છે અંધકારમાંથી એકદમ પ્રકાશમાં આવતાં આપણને બહુજ આનંદ થાય છે. આપણી સ્ત્રીઓની પણ તેવીજ સ્થિતિ છે. ગામડામાં પિતાને ગૃહે જારના બાડા સેકેલા. છાણ મેળવેલા, છાછ તાણેલી, પાણી ખેંચેલા, જાડા પછેડા ઓઢેલા તે સર્વ ભૂલી જઇ, સ્ત્રીઓ જ્યારે પતિ સાથે મુંબઇ આવે છે ત્યાર તેને આનંદ થાય છે અને તેમની સત્યાસત્ય જાણવાની શકિત ગુમ થઇ જાયછે. પરંતુ તે આનંદ સત્ય નથી. વાંચક, તારે મુંબઇની સ્ત્રીઓનો પરિચય કરવો છે? મુંબઇની સ્ત્રીઓ સવારે આઠ વાગ્યે ઉઠે છે. ત્યારપછી દાતણ કરે છે. કયારેક દાતણને બદલે પાઉડરથી ચલાવે છે, પછી શૌચ અને સ્નાન કરે છે. તે દરમ્યાન રામો પથારી ઉપાડે છે; ઘર સાફ કરે છે; ચાહ તૈયાર કરે છે. સ્ત્રીઓ ચાહના પ્યાલા ગટગટાવે છે. રસોઇની સર્વ તૈયારીઓ પણ રામો કરે છે. ધીમે ધીમે સ્ત્રીઓ રસોઇ તૈયાર કરે છે. દાળ, ભાત. શાક અને રોટલી જો કોઇ સારી સ્ત્રી હોય તોજ કરે. આળસુ તો પૂરી અને શાકથીજ ચલાવે. અતિ આળસુ હોટેલમાંથી મંગાવે છે. પતિ આવ્યા પહેલાં આરોગે છે. પછી સારી રીતે ઘોરે છે, પતિ નોકરીએથી ઘરે આવી જમી

ચાલ્યો જાય ત્યાર પછી રામો વાસણ સાફ કરે અને ચાહની તૈયારી કરે છે; ચાહ તૈયાર થતાં શેઠાણી ઉઠે છે. સાંજે બે ત્રણ સાહેલીઓ સાથે દર્શન કરવા જાય છે. ઝીણો મખમલનો વિદેશી ઘાઘરો, પુગેલી બાંયવાળું, મોળીઆ ને બદલે કુતરાના કાન જેવી લબડતી અને જાળીવાળી ઝાલર વાળું પોલકું, ઘૂમટો તાણ્યો હોય છતાં આખું મ્હોં દેખાય તેવું ઝીણું છાયલ, બાબરીની ઢબમાં ઓળેલા માથાના ઝુથરકાં, મ્હોમાં પઠીના ડુચા, કાનમાં અ-તર, પગમાં બૂટ, હાથમાં છત્રી, કાંડામાં ઘડીઆળ, ગળામાં લાંબો સોનાનો છેડો, કેડે કૂંચીનો ઝૂમખોઆ પ્રમાણે વેશ ધારી ફેશનમાં મ્હાલતી, સ્ત્રીઓ સાથે હાથમાં હાથ મેળવી દર્શન કરવા જાય છે, રસ્તામાં પરિચયવાળો પુરુષ મળતાં તેની સાથે શેકહેન્ડ કરવી, વાત કરતાં તાળીઓ લેવી, લચકાતાં મચકાતા ચાલવું, દર્શન સ્થાને પુરૂષોની ગીર્દીમાં ચોળાવું એ સર્વ દ્રશ્ય મારા હૃદયમાં તોફાન મચાવે છે અને તેને ચીરી નાખે છે. ત્યાંથી ઘેર આવે તે પહેલાં પતિ ઘેર આવેલો હોય છે. તેની સાથે લુગડાં અને અલંકાર માટે ધમપચડ કરે. પતિ તેઓ જેમ નચાવે તેમ નાચે. સાંજે રસોઇ તો હોયજ નહિ ચાહથી ચલાવી લેવાય પતિ નાટક જોવા જાય ત્યાં નાટકમાં ચેટક થાય તેની પતિને દરકાર શી. મુંબઈની સ્ત્રીઓનો આખો દિવસ આવા પશુ વ્યવહારમાંજ વ્યતીત થાય છે. બધી સ્ત્રીઓ કાંઇ તેવી હોતી નથી. પરંતુ મ્હોટો ભાગ આ તાણમાં તણાય છે. આવી સ્ત્રીઓ પાસેથી જ્ઞાતિ-સેવાની અને જાહેર જીવનના ઉદયની આશા રાખવી તે અમાસને રાત્રે ચંદ્રોદયની આશા રાખવા જેવું વ્યર્થ છે. કેટલીક આર્ય સ્ત્રીઓના જીવન આ પ્રમાણે નષ્ટ થયા છે. હે બ્હેનો હવે જરા પાછું વાળી જુઓ અને વિચાર કરો આવી સ્ત્રીઓ વિષે લખવાનું ઘણું છે પરંતુ મારૂં હૃદય દુઃખી થાય છે તેથી વધારે લખીશ નહીં પ્રભુ! બચાવો, બચાવો અમારી ભોળી બ્હેનોને આ બલામાંથી બચાવો, કરકસરથી ઘર વ્યવહાર ચલાવવાનું ભાન એઓને થાઓ.

ઉપર જણાવેલો સુધારો આપણી સ્ત્રીઓમાં હજુ પેઠો નથી પરંતુ તે ન પેસી શકે તેટલા માટે ચેતવણી રૂપે ઉપલું ચિત્ર આલેખ્યું છે.

**સુધારોઃ**—ઔદિચ્ય જ્ઞાતિની આશાદેવીઓ, તમારા દીન સેવકના આ લખાણથી ચ્હીડાશો નહી. તમારા ઉપરના દ્વેષ ભાવને લીધે આ લખ્યું નથી. તમારે માટે મારા હૃદયમાં ઉંડી દાઝ છે. મારૂં હૃદય તમારી આવી નિર્બળ સ્થિતિ નીહાળી રડે છે. તેથીજ સાચી વાતથી વાકેફ કરવા સત્ય પ્રગટ કર્યું છે. સાધ્વીઓ! તમેજ ઔદિચ્ય જ્ઞાતિની ઉન્નતિના પાયા રૂપ છો. કારણ ભાવિ પ્રજા તમારા ખોળામાં ઉછરે છે. સ્ત્રીઉન્નતિ વિના દેશોન્નતિ નથી અને કેળવણી વિના સ્ત્રીઉન્નતિ નથી. તેથીજ તમારે વ્યવહાર કેળવણી લેવાની જરૂર છે. તમે સારા થશો તો તમારી પ્રજા પણ સારીજ થવાની આપણી જ્ઞાતિની ઉન્નતિના તમામ સવાલોનો નિર્ણય તમારે કરવાનો છે જયાંસુધી સ્ત્રીઓ પુરૂષોને સાહાય્ય કરશે નહિ ત્યાંસુધી પુરૂષોના સબળ પ્રયાસો પણ નિર્બળ જ છે. તમારે કલેશમય ગૃહોને સ્વર્ગસમાન બનાવવાના છે. સ્વર્ગીય પ્રેમનો ઝરો તમારા પવિત્ર હૃદયમાંથી છોડવાનો છે. મારી સુજ્ઞ બ્હેનો, તમારી જાતિની ઉન્નતિ કરવા આગળ આવો. સામાજિક પ્રશ્નો અરસ્પરસ ચર્ચો અને તેમાંની ખામીઓ દુર કરો તમારે તમારા પતિને શાંતી આપવાની છે. તેને સુખે સુખી અને દુઃખે દુઃખી થવાનું છે. તમારે તમારૂં જીવન સાદાઈમાં ગાળવાનું છે. તમારે પ્રાચીન સ્ત્રીઓનું સ્થાન મેળવવાનું છે. તમારા હૃદયમાં ભકિત છે તેને બુધ્ધિ પુરઃસર કેળવો. તમારા હૃદયમાં ધર્મ ભાવના છે તેને સીધે રસ્તે વાળો તમને જોતાંજ પુરૂષોના પાષાણ હૃદય પીગળે તેમને તમારા તરફ ધર્મભાવ ઉત્પન્ન થાય તેવું પવિત્ર જીવન તમારે ગાળવાનું. બ્હેનો, સ્ત્રી જાત માટે મને બહુ માન છે. તમારી ઉન્નતિ ખરા દિલથી ઈચ્છું છું. તેથીજ કડવાં વચન તમને કહી ઉશ્કેરૂં છું કડવું ઔષધ વૈદ્યજ આપશે. ઉપર જણાવેલાં દુષણોમાંથી એક પણ દુષણ તમારામાં એવું ન જોઈએ, બ્હેનો! છેવટે હું પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે ત-

મારો ઉન્નતિ માર્ગ તે મહાન દયાનિધિ અત્યંત સરલ બનાવે. બોલો બ્હેનો બોલો, એક અવાજે બોલો, હૃદયનાં ખરા ભાવથી બોલો, ઐાદિચ્ય રમણીઓનો જય બોલો.

પુરૂષોએ સ્ત્રીઓનો વિકાસ માર્ગ સરલ બનાવવો. પતિઓએ ગૃહમાં તેઓને હાલના જાહેર જીવનની વાતો કરવી અને ઉન્નતિ શા માટે કરવી તે સમજાવવું. આ કાર્ય જ્ઞાતિના મંડળો બહુ સારી રીતે અને વિજયથી બજાવી શકે પણ મંડળો તો ડરે છે કે અરેરે, સ્ત્રી જાતિમાં ઉન્નતિના વિચારો! એ બનેજ કેમ! જે મંડળમાં સ્ત્રી જાતિના સંબંધે એક વિષય પણ હાથ ધરાતો નથી તે મંડળો જ્ઞાતિ હિતેચ્છુ મંડળો કહેવાયજ નહિ. તેને તો સ્વાર્થ સાધક મંડળ કહી શકાય અસ્તુ.

## લગ્ન, બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડું.

લગ્ન એટલે શું? લગ્ન એટલે જોડાવું; સ્ત્રી અને પુરૂષ બન્નેનું એક થવું; સ્ત્રી હૃદય અને પુરૂષ હૃદયનું સેળ ભેળ થવું; સ્ત્રી આત્મા અને પુરૂષ આત્માની એકતા થવી.

લગ્ન એ કુદરતનો નિયમ છે. પ્રભુનો પવિત્ર કાયદો છે.

લગ્નથી–સ્નેહ લગ્નથી–દિવ્ય લગ્નથી સ્ત્રી અને પુરષ આજ જીવનમાં પરમાત્મા સાથે ઐકય સાધી શકે છે. લગ્નથી સ્ત્રી આત્મા પુરૂષ આત્માના સ્વભાવથી પરિચિત થાય છે અને પુરૂષો-ને સ્ત્રી આત્માના ગુણનો પરિચય થાય છે. તેથી આત્માનો વિકાશ સત્વર થાય છે અને તે દેહ પિંજરમાં પુનઃ આવતો નથી.

લગ્ન એ અસાર સંસારમાં સાર બતાવનાર સૂક્ષ્મદર્શક યંત્ર છે.

લગ્ન એ કલેશમય સંસારમાં સ્વગીય સુખનો અનુભવ કરાવનાર એક ઉત્તમ સાધન છે લગ્ન એ અમૃતનું ઝરણું છે. સ્ત્રી અને પુરૂષ તેનું પાન કરી અમર થાય છે.

લગ્ન એ દિવ્ય સરોવર છે. તેમાં સ્નાન કરી સ્ત્રી અને પુરૂષ નિર્મળતા પ્રાપ્ત કરે છે અને દિવ્ય દેહ ધારી બને છે'

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે લગ્નની ભાવના બહુ ઉચ્ચ હતી. સ્નેહ લગ્નને ઉંચું સ્થાન મળતું. કુદરત સ્ત્રી પુરૂષના હૃદયમાં તેઓ અપરિચિત હોવા છતાં દિવ્ય પ્રેમને સંચાર કરે છે. કુદરતની આ કૃતિને તેઓ સમજતા કન્યાઓ ઇચ્છાનુંસાર પતિ પસંદ કરતી તે આપણે સ્વયંવરની પધ્ધતિ ઉપરથી સત્ય માનશું. સીતા અને રામ, રાધા અને કૃષ્ણ, દ્રૌપદી અને અર્જુન, સાવિત્રી અને સત્યવાન, વગેરે સ્ત્રી પુરૂષો સ્નેહ લગ્નની ગ્રંથીથીજ જોડાયા હતા. તેથી તેઓને એક બીજા માટે બહુ માન હતું. સીતા રામના વિયોગથી ગાંડી બની હતી, સાવિત્રીએ સત્યવાનના મૃત્યુથી દુઃખ પામી યમરાજા પાસેથી સત્યવાનના જીવને મુકત કરાવ્યો, દમયંતી નળરાજાના વિયોગથી ઘેલી બની વૃક્ષમાં પણ ચૈતન્ય સમજી, સિંહાદિ પશુઓ પણ બોલતા હશે એમ સમજી તેઓને નળ રાજાના કુશળ પૂછતી એ સર્વ સ્નેહ લગ્નનોજ પ્રભાવ, સ્નેહ લગ્નના લીધે તેઓનાં જીવનમાં કંકાસ ન હતો તેઓનાં જીવનની દિશા ભિન્ન ન હતી; તેઓને ધર્મ માર્ગ જૂદો ન હતો, તેઓનાં મન વ્યાકુળ ન હતા પરંતુ પ્રત્યેક વિષયમાં જેઓ ઐકય સાધતા. અહો! તેઓનું જીવન કેવું સુખમાં વ્યતીત થતું? તે સ્નેહ લગ્નનો વિચાર આવતાં અને તેની સહજ ઝાંખી મારા અનુભવમાં આવતાં ખરેખર આનંદજ ઉત્પન્ન થાય છે, પણ તે દિવસ કયાં? તે લગ્નની પધ્ધતિ કયાં? તે તો સ્વપ્ન થયું.

**માધ્યમિકઃ**—મધ્ય કાળમાં લગ્નની ભાવનાનું સ્વરૂપ બદલાયું. સ્નેહ લગ્નની અસર ભૂંસાવા લાગી ગમે તેસ્ત્રીની સાથે ગમે તે પુરૂષનું લગ્ન થવા લાગ્યું પુરૂષો ખેડુતો બનેલા અને સ્ત્રીઓ પણ તેમના કાર્યમાં મદદ કરનારી થએલી તેથી દિવ્ય સ્નેહની ત્યાં વાતજ શી? સર્વ કાળમાં સ્ત્રીનું હૃદય નાજુકજ રહે છે મધ્યકાળમાં તે નાજુક હૃદયને પોષનાર માળી અજ્ઞાન હતો. તેથી તે હૃદય કમળ વિકસતું નહિ. અને ખીલવાની આશામાંજ ચીમળાઇ જતું. ઔદિચ્યોએ અન્ય બ્રાહ્મણો સાથે કન્યા વ્યવહાર

બંધ કર્યો અને ઔદિચ્ય જ્ઞાતિમાંજ કન્યા લેવા દેવા લાગ્યા. દુર દેશથી કન્યા લાવતા રસ્તામાં ઘણી મૂશ્કેલીઓ આવતી, જાનો લૂંટાતી તેથી તેમની સાથે પણ કન્યા વ્યવહાર બંધ થયો સીહોર સંપ્રદાયી ઔદિચ્યો પોતાની કન્યા પોતાના સંપ્રદાયમાં આપવા લાગ્યા તેમાં પણ ઘોળ વાર કન્યાનો વ્યવહાર શરૂ થયો અને કેટલાકોને કન્યા મળવાના સાંસા પડવા લાગ્યા મધ્યકાળમાં પણ ઔદિચ્યો ઉમદા કુટુંબની કન્યા લાવતા આજે તે પણ નષ્ટ થયું છે.

**અર્વાચિનઃ**—ઔદિચ્યના એક સંપ્રદાયમાંથી પણ કન્યા મળવી આજે મુશ્કેલ છે. કારણ ઔદિચ્યો હવે અમુક ગામમાંજ પોતાની કન્યા આપવી એવું માનવા લાગ્યા છે. આથી કન્યાની અછત કેટલાકોને જણાય છે સ્નેહ લગ્નની હાલ વાતજ કરવી નહિ. લાકડે માંકડું વળગાડે છુટકો કન્યા અથવા વર કોઇનો પણ મત લેવાય નહિ કોઇને મત આપવાનો અધિકારજ નહિ ત્યાં સ્નેહ લગ્ન એ આકાશમાંથી કુસુમપ્રાપ્તિ સમાનજ મનાય સ્નેહ લગ્નના અભાવે આપણા જીવન કષ્ટ દાતા થઇ પડયા છે. આપણા ગૃહ જીવનમાં પ્રકાશ કયાં છે. સદા કળકળાટ ચાલુજ લગ્નનો અર્થ પણ કોઇ સમજતા નથી. સ્ત્રી અને પુરૂષને હસ્ત મેલાપ કરાવવામાંજ આજના લગ્નની ભાવના સમાપ્ત થાય છે. તેમના હૃદય મેલાપ થાય કે ન થાય, તેમના આત્માના મેલાપ થાય કે ન થાય તેની દરકારજ નહિ. ગાય જેવી ગરીબડી કન્યાને સાસરે વળાવવામાંજ મોટું પુણ્ય માબાપો સમજે છે. પછી ત્યાં સાસુ સારી હોય કે ખરાબ, નણંદ માયાળુ હોય કે કુર, સસરો શાંત હોય કે તામસી, પતિ સ્નેહાલ હોય કે ઘાતકી, ઘરમાં ખાવાના તાકડા હોય કે ન હોય તેનો વિચાર માબાપો કરતાજ નથી લગ્નનો ધાર્મિક ભાવ તદ્દન લોપજ થઇ ગયો છે. સારા સારા વરઘોડા (વરઓળા) ફેરવવા, નવાં નવાં વસ્ત્રમાં વીંટળાઇને ફરવું, ન્યાત વરા કરવા, અમલદારને આમંત્રણ આપવું, બેન્ડ વગડાવવા એમાંજ લગ્ન થયાં આજ કાલના ઔદિચ્યો અને બીજાઓ સમજે છે, ગોરે ગોટાળા ચલાવે, સપ્તપદીના અર્થ ગોર સમજાવે

કે ન સમજાવે તેની દરકારજ નહિ, આવી પ્રચલિત લગ્નની રૂઢીથી આપણું સત્યાનાશ વલ્યું છે.

## લગ્નના કેટલાક કુરીવાજો.

૧. લગ્નની અંદર અલંકાર પહેરવાનો રિવાજ બહુજ ખરાબ છે. કારણ જેઓની પાસે અલંકાર હોતા નથી તેઓ બીજાના માગીને લાવે છે અને કુદરતે પોતાને જે સ્થિતિમાં રાખ્યા હોય તે દબાવવાનો ડોળ કરે છે. તેથી તેઓના જીવન કૃત્રિમ બને છે.

૨. આપણી જ્ઞાતિમાં વર માયરે આવે ત્યારે પોંખતી વખતે નાક તાણવાનો રિવાજ છે તે બહુજ અધમ છે. તેમાં ધર્મનો બીલકુલ સમાવેશ થતો નથી. માત્ર સ્ત્રી શાસ્ત્રનું તેમાં જોર છે.

૩ હસ્ત મેળાપની ક્રિયા સ્ત્રીઓનો હાથ પુરૂષોને સોંપાતો હોય તેમ પુરૂષની હથેલીમાં સ્ત્રીની હથેલી આપવી. હાલ ગોરો બન્નેના હાથ મેલાવે છે જેથી કેટલીક વખત અમર્યાદિત કાર્યો થાય છે.

૪ ફટાણા ગાવાની રીત—લગ્ન જેવા પવિત્ર મહોત્સવ વખતે અપવિત્ર ગીતોનો અવાજ તે ખરેખર શોચનીયજ છે. અને તે પણ ઉમદા કુળની કન્યાઓના પવિત્ર મુખમાંથી પુરૂષોની સમીપમાં, ખભામાં હાથ લગાડી મોટે સાદે નિર્લજ ગીતો ગાવા હે બ્હેનો, તમારી જીભજ કેમ ઉપડે છે? તમારી જીભના ચૂરા નથી થતા? ફટાણાથી કેટલીક વખત સ્નેહીઓના સ્નેહમાં ફાટ પડે છે અને જીવન પર્યંત તેઓમાં કલેશ ચાલુ રહે છે. આ અધમ રિવાજ બંધ કરવાને મારી સુજ્ઞ બ્હેનો, હું બહુજ નમ્રતા પૂર્વક વિનતિ કરૂં છું.

૫. કોરડ કરવાનો ચાલ પવિત્ર મનાતા, પૂજાતા ઐદિચ્યના સ્ત્રી પુરૂષો અને બાળકો સર્વ વસ્ત્ર સહિત ભોજન કરવા બેસે અને તે પણ સર્વ સાથે એકજ પાત્રમાં અન્ય કોમના માણસો આ દશ્ય જોઇ ઔદિચ્યોને કોળી, વાઘરીની હલકી ઉપમા આપે

છે. આ વચનો સાંભળી લેખકનું હૃદય ચીરાઇ જાય છે. પરંતુ પોતે સત્યનો હીમાયતી હોઈ સત્ય કહેનારને શું કહી શકે ? કોરડ તદ્દન બંધ થાય તો સારૂં પરંતુ તે બંધ નજ કરવી એવો વિચાર સ્વાર્થી પટેલીઆનો હોય તો તેમને મુબારક હો પણ તેમાં એટલો સુધારો કરવા આગ્રહ કરી શકાયકે દરેક વ્યકિતએ જૂદું બેસવું અને પીતાંબર પહેરીને બેસવું

૬. જોડા ચોરવાનો—વરરાજાના જોડા ચોરવાનો રિવાજ ગામડામાં બહુ પ્રચલિત છે. પરંતુ તે ઘણો દુષ્ટ છે. ગરીબ બ્હેન ભાણેજને કંઇક અપાવવાના ઈરાદાથી એ રિવાજ શરૂ થયેલો આજે જ્ઞાતિ તરફથી તેને આઠ આના આપવાનો રિવાજ શરૂ થયો છે. છતાં પણ જોડા ચોરાય છે. આમાત્ર મુર્ખાઇનું પરિણામ છે. તે રિવાજમાં ધર્મમાં વિરોધાભાસ જણાય છે. અ ઔદિચ્યોએ ચોરી કરવી નહિ છતાં ચોરી કરવી પડે બ ઔદિચ્યોએ ભોજન સમયે જેમ બને તેમ પવિત્ર રહેવું જોડા ચોરાવાના ભયથી પોતાની નીચે અશુદ્ધ ચામડાને દબાવીને જમતા ઔદિચ્યો મેં જોયા છે. ક સ્વમાનન ગુમાવવું. આપણે જાણી જોઇને જોડા માગી લઇએ છીએ.

૭. જાન વિદાય થતી વખતે કુકુમના થાપા મારવાનો રિવાજ આનંદ મહોત્સવના શુભ ચિન્હ રૂપ આ થાપા મનાય છે. આપણા વડવાઓ જે જાનમાં જતા તેને જો ભુલથી થાપા ન મારતા તો તે તેથી પોતાનું અપમાન થયું છે એમ સમજતા હાલ વિચારો બદલાયા છે. અને કારણસર છે. હાલ કીંમતી લુગડાં પહેરાય છે. ડોળવાળા લુગડાં ન પેહેરૂ તો વર ન પરણે એવી બલા ઘણાના મતમાં ઘુસી ગઇ છે. થાપા એ લુગડાં બગાડે છે. કારણ અજ્ઞાનીઓ તેમાં તેલનું મિશ્રણ કરે છે આ રિવાજથી ઘણા માઠાં ફળો આવ્યાં છે અને આવે છે તેથી એકદમ બંધ કરવો જાઈએ. તેને બદલે જાન જતી વખતે કન્યાનો ભાઇ અથવા સગો સહુના કપાળમાં ચાંલ્લાં કરે.

૮. જાન જતી વખતે વરપક્ષના સ્ત્રી વર્ગમાંથી કન્યાના ઘરમાંથી કંઇ ચોરી લાવે છે. આ રિવાજ પણ તેવોજ ભયંકર

છે. કેટલીક વખત કલેશ પણ થાય છે. આ કાર્ય ઘણે ભાગે સ્રીઓ કરે છે અને તેથી તેઓ પોતાના ફરજંદને ચોરી કરવાનો પાઠ આ કાર્યદ્વારા શીખવે છે.

આ અને અન્ય રિવાજો ઔદિચ્ય જ્ઞાતિમાં પ્રચલિત છે તે અટકાવવાની ખાસ જરૂર છે.

**સુધારોઃ**— કુદરતી નિયમ સચવાય, ઔદિચ્ય જ્ઞાતિમાંથી કોઇ અવિવાહિત રહે નહિ અને પ્રજામાં વૃધ્ધિ થય તેટલા માટે જ્ઞાતિમાં ઔદિચ્ય જ્ઞાતીમાં જે ધોળ બંધાયા છે તે દૂર કરવા એટલે સિહોર સિધ્ધપુરા અને ટોળકીઆ ઔદિચ્યોમાં છુટથી કન્યા વ્યવહાર શરૂ કરવો જ્ઞાતિમાં સ્નેહ લગ્નની પ્રથા શરૂ કરવી. લગ્નના દિવ્ય હેતુઓ સમજવા-સમજાવવા. ગુરૂઓ પાસે લગ્ન ક્રિયા સંપૂર્ણ કરાવવી અને સ્રી પુરૂષે કરવાની પ્રતિજ્ઞા ગુજરાતીમાં ગુરૂઓએ તેમને સમજાવવી. લગ્ન કરતાં પહેલાં કન્યા અને વરના વિચારને ઉત્તેજન આપવું. ટુંકમાં લગ્ન જેવા મહોત્સવને નકામો નહિ ગણતાં તેને એક દિવ્ય આનંદ આપનારૂં સાધન ગણવું.

## બાળ લગ્ન

બાળ લગ્નનો રિવાજ એ પ્રજાનો કટ્ટો દુશ્મન છે.

બાળ લગ્ન એક એવી જાળ છે તેમાં અસંખ્ય બાળક અને બાળકી . . સપડાયા છે.

બાળ લગ્ન એ પ્રજાની અધોગતિનું મુખ્ય સાધન છે.

બાળ લગ્ન એક વિષ-વૃક્ષ છે. જેની ગંધથી હજારો બલકે લાખો પુષ્પો સંસાર વાટિકામાં ચીમલાઇ જાય છે.

બાળ લગ્ન એ એક એવી વસ્તુ છે કે જેથી પ્રજાના શરીર મન અને બુધ્ધિ નાશ પામે છે.

બાળ લગ્ન એક તીક્ષણ કુહાડો છે, જેની ધાર નીચે અસંખ્ય નિર્દોષ જીવનનો વધ માતાપિતાઓ કરી રહયા છે,

બાળ લગ્નથી મનુષ્યના આયુષ્ય અલ્પ બને છે.

બાળ લગ્નથીજ જ્ઞાતિમાં અસંખ્ય બાળ વિધવાઓ નિરાધાર સ્થિતિમાં રીબાતી જોઇએ છીએ.

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે બાળલગ્ન એ શબ્દ હયાતીમાં હશે કે નહિ તેની મને શંકા રહે છે. અર્થાત્ બાળલગ્નનો દુષ્ટ રિવાજ તે સમયે પ્રચલિત હતો નહી. શાસ્ત્રોકત નિયમ પ્રમાણે બ્રહ્મચર્ય પાળ્યા બાદ પુરૂષ ૨૫ વર્ષની અને કન્યા ૧૬ વર્ષની વયે લગ્ન કરતા. પુખ્ત વયના લગ્ન થવાથી તેઓના જીવનમાં કલેશ કંકાસની છાયા પણ ન હતી. તેઓની પ્રજા દ્રઢ અને બળવાન થતી. તેઓના શરીર વ્યાધિગ્રસ્ત થતાં નહિ. તેઓ લાંબી આયુષ્ય ભોગવતા અને સંસારમાં સ્વર્ગનો અનુભવ કરતા.

**માધ્યમિકઃ**—મધ્ય કાલમાં પણ એ રિવાજ બહુજ ઓછો હતો. ત્યાર પછી વખત જતાં બાળલગ્ન આપણી જ્ઞાતિમાં વધવા લાગ્યા. જ્યારથી હિંદુસ્તાનમાં મુસલમાનનું રાજ્ય થયું ત્યારથી બાળલગ્નનું જોર વધ્યું. મુસ્લમાનો હિંદુઓની કન્યાને હેરાન કરવા લાગ્યા અને અપવિત્ર બનાવવા લાગ્યા તેમના ત્રાસમાંથી છુટવાને માતાપિતાઓ તેમની કન્યાઓને બાળપણમાંજ પરણાવવા લાગ્યા. ત્યાર પછી ધીમે ધીમે તે રિવાજ વધતો ગયો.

**અર્વાચિનઃ**—હાલ તે રિવાજ એટલો બધો પ્રસરી ગયો કે દરેક ગૃહમાં બાળલગ્નના બળાપાજ અનુભવીએ છીએ સાત કે આઠ વર્ષની છોડીના અને તેર કે ચૌદ વર્ષની વયના છોકરાના લગ્ન? તેઓને માથે સંસારનો બોજો? અહા કેવું વિચિત્ર? જે સમયે આપણાં બાળકો પોતાનો પતિ ધર્મ કે પત્ની ધર્મ પુરાં ન સમજતાં હોય તે સમયે તેઓ માતાપિતાને લાયક થાય એ કેટલું ખરાબ? માત્ર માતાપિતાની ઘેલછા પુરી પાડવા માટે આપણે આપણા બાળકોને દુઃખના ખાડામાં ગબડાવી દઇએ છીએ. બાળલગ્ન અત્યંત નીચ રિવાજ છે તેને દૂર કરવા સત્વર પગલાં ભરવા જોઇએ.

નિર્દોષ બાલુડાના અત્રિચારી માતાપિતાઓ? તમારા ગરીબ બાળકોની જરા દયા લાવો તેમની નિર્દોષતાનો લાભ લઇ તેમના જીવનને ધુળમાં મેળવતાં પ્હેલાં હે નરાધમો, જરા વિચાર કરો. તમારા ગૃહમાં નાનકડી વહુને જોવા ખાતર, સાસુ અને સસરાની પદવી લેવાને ખાતર, તમારી સંતતિ વધારવાને ખાતર તમારાં બાળકોને બાળલગ્નના યજ્ઞમાં હોમતાં પહેલા હે દુષ્ટાત્માઓ, તમારા આત્માની જરા સાક્ષી મેળવો. ખીલતાં પુષ્પોને ક્રુરતાથી પગતળે ચગદીં નાખતાં જરા આંચકો ખાઓ. તમારાં ફરજનની ગર્દન રેંસતા જરા પાછળ જુઓ બાળલગ્નના દુષ્ટ રિવાજનો ભોગ બનેલી અસંખ્ય બાળ વિધવાઓ આપણી જ્ઞાતિમાં છે તેનો ખ્યાલ કરો બાળલગ્નના દાહમાંથી તમારા રોપાઓને ઉગારો.

**સુધારો:**—બાળલગ્નથી આપણી જ્ઞાતિ બહુજ હલકી થતી જાયછે તે માટે તે એકદમ બંધ થવો જોઇએ. જ્ઞાતિ તરફથી બાળલગ્ન કરવાની સખ્ત મનાઈ થવી જોઇએ. તે અટકાવવા સારૂ દરેક જ્ઞાતિજને નીચેની પ્રતિજ્ઞા કરવી જોઇએ.

### બાળલગ્ન નિષેધક પ્રતિજ્ઞા.

૧ હું મારા છોકરા અથવા છોકરીને બાળવયમાં એટલે છોકરાને ૨૦ વર્ષ પહેલાં અને છોકરીને ૧૩ વર્ષ પહેલાં પરણાવીશ નહિ.

૨ મારી આસપાસ તેમજ સગાંવ્હાલાંઓને બાળલગ્ન કરતા અટકાવીશ.

૩ હું પોતે ( પુરૂષ હોય તો ) ૨૦ વર્ષ પહેલાં અને ( સ્ત્રી હોય તો ) ૧૩ વર્ષ પહેલાં પરણીશ નહિ.

૪ જેને ત્યાં બાળલગ્ન થતા હશે તે પછી ગમે તે હશે તોપણ તેના ઉત્સવમાં હું કદાપિ ભાગ લઇશ નહિ.

૫ બાળલગ્ન અટકાવાને હું મારાથી બનતું કરીશ.

આ પ્રતિજ્ઞાને અમલમાં મુકવી અને એ પ્રમાણે અધમ રિવાજ બંધ કરવો.

## વૃદ્ધલગ્ન.

**પ્રાચિનઃ**--તે સમયે વૃદ્ધલગ્ન થતાજ નહિ. વૃદ્ધલગ્ન થવાનું મુળ કારણ પુત્ર પ્રાપ્તિછે. તે સમયે પુત્રની અભિલાષા તેઓને ન હતી. કારણ તેઓ જ્ઞાની હતા. તેઓ જાણતા કે વૃદ્ધ વયે લગ્ન કરવાથી પુત્ર થતો નથી પરંતુ તેથી અનાચાર વધેછે, કલેશ વધેછે, અને જ્ઞાતિમાં વિધવાઓની સંખ્યા પણ વધેછે જો કે તે સમય કોઇ વિધવા હતુંજ નહિ. વૃદ્ધાવસ્થામાં તેઓ સંન્યાસ લેતાં અને જનહિતાર્થે પોતાનો પ્રાણ સમર્પતા.

**માધ્યામિકઃ**—મધ્ય કાલમાં જ્ઞાન ગુમ થયું. પુત્ર વિનાને માણસ નરકમાં જાયછે એવી ભાવના પ્રસરી અને તેથી વૃદ્ધ લગ્ન શરૂ થયાં પણ તે મર્યાદિત હતા

**અર્વાચિનઃ**—અત્યારે વૃદ્ધ લગ્ન પુષ્કળ થાયછે. પુત્ર મેળવવા માટે ઘણા વૃદ્ધો લગ્ન કરેછે અને ગરીબ યુવાન કન્યાઓને વૈધવ્ય બક્ષેછે. ધિક્કારછે તેવા વૃદ્ધોને? ફિટકારછે તે માતાપિતાને કે જેઓ પૈસાને ખાતર પોતાની બાળકીઓને વૃદ્ધો સાથે પરણાવેછે. મરણને ખોળે બેઠેલો, દાંત વિનાનો બોખો, અશક્ત બુઢો પરણવાની ઇચ્છા કરે અને તે પણ પુત્ર પ્રાપ્તિ માટે! અહા ખરેખર ઔદિચ્યની જ્ઞાતિની દશાજ ખરાબછે.

**સુધારોઃ**—વૃદ્ધ લગ્ન તો એકદમ બંધ થવા જોઇએ. વૃદ્ધોની સાથે પરણી પોતાના અમુલ્ય જીવનને ધુળમાં મળેલું જોઇ, પોતાના ખીલતા યૌવનને રગદોળાતું જોઇ, બળાપાના પોકારો કરતી કન્યાઓની સ્થિતિ માટે, હે વાંચક, તારા હૃદયમાં જરા પણ લાગણી થતી હોયતો વૃદ્ધ લગ્ન એકદમ બંધ કરાવજે.

## કજોડું.

**પ્રાચીનઃ**—પ્રાચીનમાં કજોડું થતુંજ નહિ. જ્યાં સ્નેહ લગ્નની શીતળ છાયા આવેલી હોય ત્યાં કજોડા રૂપી તાપ આવી જ ક્યાંથી શકે?

**માધ્યમિકઃ**—મધ્ય કાળમાં લગ્નની ભાવના નષ્ટ થવાની સાથે સમાનતાની ભાવના પણ નષ્ટ થઇ અને વિલક્ષણ વરકન્યાઓ વરવા લાગ્યા.

**અર્વાચિન**:—અત્યારે પુરૂષ કરતાં સ્ત્રી ઘણી વખત મોટી વયની હોયછે. અથવા સમાન વયના હોયછે કે કદાચ કન્યા ત્રણ ચાર વર્ષે ન્હાની હોયછે. વળી વર અને કન્યામાં રૂપ, ગુણ અને વયની સમાનતા જોવાતી નથી. તેથી કેટલીક બાળાઓને દુઃખમાં દિવસો પસાર કરવા પડેછે. સંસારિક વ્યવહારનું કંઇપણ ભાન ન હોય તેવા વર સાથે બાહોશ કન્યાઓ પરણાવવાથી પુરૂષ સ્ત્રીનો ગુલામ થઇને રહે એવો સમય આવેછે. રૂપની સમાનતા નહિ હોવાથી પણ કલેશ ઉત્પન્ન થાયછે. ટુંકમાં કજોડાથી પ્રજાપણ વર્ણસંકર પેદા થાયછે.

**સુધારો**:—સમાન રૂપધારી, સમાન ગુણશાલી અને સમાન સ્વભાવવાળાં સ્ત્રીપુરૂષનો વિવાહ કરવો જોઇએ. પુરૂષની વય ઓછામાં ઓછી સ્ત્રી કરતાં પાંચ વર્ષે મોટી હોવી જોઇએ. વળી કેળવણીમાં, વ્યવહારમાં પણ સમાનતા સચવાય તો બહુજ ઉત્તમ પરિણામ આવવા સંભવછે.

પ્રિય વાંચક, હવે હું જે વિષય કન્યા વિક્રયનો તારી સમક્ષ રજુ કરવાનો છું તે અને તે પછીના વિષયો અત્યંત અગત્યના હોવાથી સારી રીતે આલેખવા મેં વિચાર રાખ્યો હતો. પરંતુ મનુષ્ય ઇચ્છા સફલ થઇ નથી અને થનાર નથી. સર્વત્ર ઇશ્વરેચ્છા બલવાનછે આ નિબંધની જાહેર ખબર મારા વાંચવામાં આવતાં સમયની અનુકૂળતાને લીધે નિબંધ મારાથી બનતા પ્રયાસે અને છુટથી ચર્ચવા મારી ઇચ્છા હતી. પરંતુ કેટલીક પ્રતિકૂળતાને લીધે એક મહિનો હું કંઇ કરી શકયો નહિ. બીજા મહિનામાં મારા જમણા હાથનો અંગુઠો પાકયો તેથી તેમાં પણ થઇ શકયું નહિ. છેલ્લા પંદર દિવસથી નિબંધ લખવો શરૂ કર્યો. તે અર્ધો લખ્યો ત્યાર પછી તા. ૩-૧૧-૧૭ ના દિવસથી તેને શાહીથી લખવો શરૂ કર્યો અને તા ૮-૧૧-૧૭ સુધીમાં આ ઉપરના

વિષય સુધી લખ્યો. બાકી રહેલા વિષયો મેં લંબાણથી ત્યાર પછી લખવા ધારેલા પરંતુ એકાએક તા. ૮-૧૧-૧૭ નો સાંજે મારા પૂજ્ય સાસુજી (જાની કાનજી રણછોડજીના ધર્મપત્નીના સ્વર્ગવાસના ખેદદાયક સમાચાર સાંભળ્યા ત્યારથી મારા હૃદયને સખ્ત આઘાત થયો અને હૃદય શોકના ભાર નીચે ચગદાવા લાગ્યું. તેથી હવેના વિષયો હું મારી ઇચ્છા નુસાર વાંચક સમક્ષ રજુ કરી શકીશ કે નહિ તેની મને શંકાછે. ઉપરાંત તે દુઃખી કુટુંબના દુઃખમાં ભાગ લેવા રોક એલો હોવાથી સમય પણ થોડો મળેછે. મને આશા છે કે સુજ્ઞવાંચક, મારી સ્થિતિ સમજશે અને હવે પછીના તેમજ અગાઉના વિષયમાં દ્રષ્ટિગોચર થતી ભુલો ક્ષમા કરશે અને જે કંઇ આપી શકું તેથી સંતોષ માની મને ઉપકૃત કરશે.

વાંચક, આ સ્થળે હું તે દિવ્ય આત્મા વિષે મારી ઉર્મિઓ તને જણાવું તો તેથી કંટાળીશ નહિ કારણકે જેણે માતા તરીકે મારૂં પોષણ કર્યું છે. જેણે પોતાનો પ્યારો હાથ પુત્ર સ્નેહથી મારા વાંસા ઉપર પંપાળ્યોછે, જે મને રડતાં જોઇ રડયાંછે, હસતાં જોઇ હસ્યાછે અને પોતે નિખાલસ હૃદયના હોઇ, સ્પષ્ટ વકતા હોઇ મને તેમ કરવા પ્રેરણા કરેલછે તે માતૃપ્રેમને હું કેમ વિસારી શકું? તે સ્નેહાળ હાથ હું કેમ તરછોડી શકું? અર્થાત તેને માટે મને માન હોય તે સ્વભાવિકછે. વાંચક, જો તારી ઇચ્છા હોય તો આપણે સર્વે સાથે મળી તે કૃપાળુ પરમાત્માને શાંત મને પ્રાર્થના કરીએ કે તે પરમ પિતા તે પવિત્ર આત્માને સર્વદા શાંતિ આપે! માતાની શીતળ છાયા ચાલી જતાં વિલાપ કરતાં તેમના નિર્દોષ બાળકોને પરમાત્મા અદ્દભૂત બળ આપે અને તેઓ જ્ઞાતિના કીંમતી હીરા રૂપે પોતાની શક્તિ ઝળકાવે! અસ્તુ—

## કન્યા વિક્રય

**પ્રાચિનઃ**—પ્રાચીન સમયે કન્યાઓના જાહેર લીલામ થતાજ નહિ. પ્રિય પુત્રીઓના વેચાણ થતાંજ નહિ. સ્નેહાળ આત્માઓની જાહેર માગણી થતીજ નહિ. તે સમયે પુત્રીનો એક પૈસો પણ લેવો તેને મહાન દોષ ગણાતો અરે લેવો તો એક બાજૂએ રહ્યો

પણ લેવાતો હશે કે નહિ તે તેઓ જાણતાજ નહિ. તે સમયની માતાઓ કયાં? તે સમયની પુત્રીઓ કયાં? વાંચક, શકુન્તલા સાસરે ગઇ તે વખતે તેના ઋષિ પિતાએ તેને જે અમુલ્ય બોધ દીધો તે તને યાદછે? તેવા પિતાઓ કયાંછે? તેનાં તો સંભારણાંજ રહ્યાં.

**માધ્યમિકઃ**—સંવત ૧૯૨૨ સુધી કન્યા વિક્રય થતો નહિ તે આપણે ૧૯૨૨ ના બંધારણ ઉપરથી જાણી શકીએ છીએ ત્યાર પછી તે શરૂ થયો હોય તેમ જણાયછે પરંતુ શરૂઆત બહુજ થોડેથી થઇ હતી. ૧૦૦ અને ૧૨૫ રૂપીઆમાં વરકન્યા પરણતા. ત્યાર પછી મોંઘવારી વધવા લાગી, માણસોને દ્રવ્યો પાર્જનના સાધનોની તાણ પડવા લાગી તેથી તેઓએ દીકરીના પૈસા લેવા શરૂ કર્યા અને દીકરીને પૈસે પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યા મધ્ય કાળમાં રોકડા પૈસા બહુ લેવાતા નહિ કારણ આપણે જેને રોકડ નાણું કહીએ છીએ તેનું ચલણ હલના જેટલું તે વખતે ન હતું. દીકરીના પૈસા લેવા શરૂ કર્યા પણ ઔદિચ્યોનો મોટો સમુહ ગરીબ હોવાથી રોકડ નાણું આપી શકતો નહિ. તેથી સામ સામું લગ્ન કરવાનો રિવાજ શરૂ કર્યો, જે અત્યારે પણ ચાલેછે અને જેના માઠા પરિણામથી ઘણી બાગાઓ બળાપા કરેછે.

**અર્વાચીનઃ**—હાલ બધે દીકરીના પૈસા લેવાનો પવન ફુંકાયોછે. જો દીકરીના પૈસા ન લેવાય તો તેમાં તેઓ પોતાનું અપમાન થયેલું સમજેછે. દીકરીને પૈસે બાપ અને દીકરો તાકડધીના કરેછે અને કેટલીક વખત બાપ તે પૈસા વડે પોતાનું લગ્ન પણ કરેછે. પાપી પિતાઓ દીકરીના જન્મથી શરૂ કરી દર વર્ષના રૂ. ૧૦૦) લેખે દીકરીને વેચેછે. પોતાની પુત્રી પિતા જો વેચે નહિ તો તેની માતા ઘરમાં ધમાલ મચાવેછે અને પુરૂષો તે ધમાલથી કંટાળી નિરૂપાયે પુત્રીને વેચે છે. અત્યારે કન્યાઓના ભાવ એટલા બધા વધી ગયાછે કે ગરીબના પુત્રોને કદાચ આખો જન્મ અવિવાહિત રહેવાનો સમય આવે પુત્રીના પૈસા લેવાની લાલચમાં અંધ બનેલા માબાપો મૃત્યુને સાથરે પડેલા ડોસાને પણ પોતાની પુત્રી આપે છે અને તેથી ખીલતા યૌવનને નષ્ટપ્રાયઃ બનાવેછે. પુત્રોને પૈસે માબાપો પોતાનો નિર્વાહ ચલાવેછે, અને તેથી અંધ

બનેલા તે કસાઇઓ પોતાની લાડલી બાળાઓને ગમે તેવા નાલા યક વર સાથે પરણાવી પોતાની હોજરી ભરેછે. રૂપ, ગુણ અને યમાં સમાન નહિ તેવા સ્ત્રીપુરૂષોનો વિવાહ આપણી ઔદિચ્ય જ્ઞાતિમાં થાયછે તેથી આપણી જ્ઞાતિના બાળકો નિર્માલ્ય થાયછે, તેઓમાં બીલકુલ નૂર નથી. કન્યા વિક્રયથી આપણી જ્ઞાતિમાં ગરીબી વધીછે અને આપણી જ્ઞાતિ આળસુ બનીછે. બે ચાર કન્યા હોય તે પિતા પુત્રીઓના પૈસાથી ગુજરાન કરવાના અધમ વિચારથી પૈસા મેળવવાના બીજા કોઈ સાધનનો આશ્રય લેતો નથી. ટુંકમાં કન્યા વિક્રયના દુષ્ટ રિવાજ તળે આપણી કેટલીક બાળાઓ ચગદાયછે, કેટલીક વિલાપ કરેછે, કેટલીક પશુવત જીવન પસાર કરેછે અને કેટલીક ખીલતી યુવાવસ્થામાંજ મૃત્યુને વશ થાયછે.

અરે જ્ઞાતિના શુભચિંતકો, જ્ઞાતિને માટે તમારા હૃદયમાં ઉંડી લાગણી ધરાવનારા સેવકો આપણી જ્ઞાતિની બાળાઓના ગરદન તેઓના બેશરમ પિતાઓ કાપેછે તેમની વ્હારે આવો, તેમનાં આંસુઓ લૂછો અને કન્યા વિક્રયના પાસલામાંથી તેમને બચાવી તેમના આશિર્વાદ મેળવો. અરે અધમ પિતાઓ પુત્રીના પૈસાથી બનાવેલા લાડુ તે લાડુ નથી, પણ માંસના ગળીઆછે, દીકરીના ધનથી બનાવેલી દાળ તે દાળ નથી પણ લોહીના રગડાછે, છોકરીને વેચીને કરેલા ભાત નથી પણ છોકરીના હાડકાના ચૂરાછે; તે પૈસાથી લીધેલું શાક તે શાક નથી પણ પુત્રીના આંતરડાછે. હે નરાધમો, જો તમે માંસાહારી હો તો ભલે તમે છોકરીના પૈસા લ્યો પણ શાકાહારી હોવાનો ડોળ કરી દીકરીના માંસનું ભક્ષણ કરશો નહિ. દીકરીના પૈસાથી કોઇ પૈસાદાર થયું નથી અને થતું નથી અને થશે પણ નહિ. તે તો સદાને માટે ભીખારીજ રહેવાના. પ્રભો કૃપા કરો ! અમારી ગરીબ બાળાઓને બચાવો !

**સુધારો:**—કન્યા વિક્રય અટકાવવા માટે જ્ઞાતિએ સખત પગલા લેવા જોઇએ. કારણકે જ્યાં સુધી એ રિવાજ બંધ થશે નહિ ત્યાં સુધી આપણે કદિપણ ઉન્નતિ સ્થાને જઇ શકશુ નહિ કન્યા વિક્રય કરનારને એકદમ જ્ઞાતિ બહાર મુકવો અને તેની સાથે

સર્વ વ્યવહાર બંધ કરવો પોતે પૈસા લેવા નહિ અને બીજાને તેમ કરવા ઉત્તેજન આપવું નહિ. આ રિવાજ બંધ કરવા માટે કન્યા વિક્રયથી થતા ઉત્સવમાં ભાગ ન લેવો. કન્યાના વેચાણથી થતા ગેર ફાયદા જ્ઞાતિજનોને હસ્તપત્રો, ભાષણો અને લેખોદ્વારા સમજાવવા કન્યા વિક્રયને ઉત્તેજન આપનારો મોટો સમુહ સ્ત્રીઓનોછે માટે તેમને નમ્રભાવથી કન્યાના પૈસા ન લેવા સમજાવવું

**પ્રશ્ન**:—અમારી સ્થિતિ કંગાળછે. મોંઘવારીનું જોર વધ્યું છે સંસારમાં સર્વ કરવું પડે, જાનને જમાડવી પડે. દીકરીને પાનેતર અને ચૂડલા લેવા પડે. અન્ય ધારાઓ પ્રમાણે પણ વર્તવું જોઇએ. આવી હાડમારીમાં અમે પુત્રીના પૈસા ન લઇએ તો અમારાથી પૂરૂં કઇ રીતે થઇ શકે?

ઉત્તર **અને ખુલાસો**:—આ પ્રશ્ન જેટલો હાસ્યજનકછે તેવોજ મુર્ખાઇ ભરેલોછે. **જે માણસોની આર્થિક સ્થિતિ સારીછે તેઓ પુત્રીના પૈસા લીધા સિવાય ગમે તે કરવા** શકિત ધરાવેછે.

જેઓ ગરીબછે તેને માટે વિચાર કરવાનોછે દેખાદેખીથી આપણો સંસાર બગડયોછે માટે દેખાદેખી બંધ કરવી જોઇએ. અમુક જણે આમ કર્યું માટે મારે પણ તેમ કરવું એ ભાવના-માંજ દોષ જણાયછે. ગૃહસ્થને પગલે ચાલતાં ગરીબોને ઠોકર લાગવાનીજ વળી ટીકાની આપણે બીલકુલ દરકાર રાખવી નહિ પણ આપણી સ્થિતિને યોગ્ય સર્વ કાર્ય કરવું. ગરીબો પણ પુત્રીને મફત આપી શકે દીકરીને પાનેતરને બદલે ચુંદડી પહેરાવી, દાંતના ચૂડલાને બદલે કાંડે નાડાં બાધી જાનમાં સાત માણસોને બોલાવી ગરીબો પણ ગૃહસ્થના જેટલાજ ઉમંગથી પોતાની પુત્રીઓ પરણાવી શકે, આ ઢબના વિવાહથી પરમાત્માં અત્યંત આનંદ પામશે. કારણકે પ્રભુને પૈસાદાર લોકોનો ડોળ બીલકુલ ગમતો નથી. આ રિવાજનો અખતરો કરવાનોછે. મને આશાછે કે આ રિવાજને અનુસરવાથી આપણી જ્ઞાતિમાંથી કન્યા વિક્રય સત્વર બંધ થશે.

# જ્ઞાતિવરા.

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે જ્ઞાવિવરા ચાલુ હતા. પરંતુ તે સમયે તે વરા હાલના જેટલા કફોડા અને ખરચાળ ન હતા. દૂર દેશ વસ્તા બ્રાહ્મણો યજ્ઞ, લગ્નકે મૃત્યુ સમયે એકત્ર થતા અને સાથે રહી સર્વ સ્નેહુથી જમતા તેટલા માટે તે સમયે જ્ઞાતિવરા હાનિકારક હતા નહિ સર્વ વસ્તુઓ સોંઘી મળતી હોવાથી જ્ઞાતિવરા હાલના જેટલા ભારરૂપ પણ હતા નહિ, હાલની જેમ બ્રાહ્મણો તે સમયે લાડુની શોધમાંજ પોતાના ચીત પરોવતા નહિ હોવાથી અને હાલની જેમ અસંખ્ય માણસો મૃત્યુનો ભોગ નહિ બનવાથી અને જેઓ બનતા તેઓના સગાઓ જ્ઞાતિવરા થીજ મૃત દેહને શાંતિ મળશે તેવા વિચારો નહિ ધરાવતાં હોવાથી તે સમયે જ્ઞાતિવરા જ્ઞાતિની ગરીબાઇમાં વૃદ્ધિ કરનારા થયા ન હતા.

**માધ્યમિકઃ**—મધ્ય કાળમાં જ્ઞાતિવરાનું સ્વરૂપ બદલાયું. જ્ઞાતિવરા કરવાથી જીવનની સાર્થકતા મનાવા લાગી, છતાં તે સમયે હાલના જેટલા માણસો જ્ઞાતિવરામાં ભાગ લેતા ન હોવાથી જ્ઞાતિવરા ઓછા ખરચાળ હતા. તે સમયે સગા સ્નેહીઓને બોલાવવા સારૂ ખેપીઆ મોકલવામાં આવતા અને હાલના જેટલા અનુકૂળ વાહન નહિ હોવાથી જ્ઞાતિવરામાં બહુજ ઓછા માણસો ભાગ લેતા, અનાજ, ઘી વગેરે ચીજો પણ સોંઘી હતી. મધ્યકાળમાં જે નુકસાન થયું તે એકે જ્ઞાતિવરા નથી થતા તો મરનાર માણસને મુક્તિ મળતી નથી. આ ભાવના તે સમયે દાખલ થઇ અને તેના કડવાં ફળ આપણે હાલ ભોગવવાં જોઇએ છીએ.

**અર્વાચિનઃ**—હાલ મોંઘવારી બહુજ વધી છે. જ્ઞાતિ ભોજનના સમાચાર ટપાલના સાધનથી સત્વર આપી શકાય છે. રેલ્વેનું સાધન થવાથી પુષ્કળ માણસો વરામાં હાજર રહી શકે છે. આથી જ્ઞાતિવરા હાલ હાનિકારક થયા છે. જ્ઞાતિવરામાં સહુએ ભાગ લેવાજ જોઇએ એવી રૂઢીને વળગવાથી ગરીબ માણસોને

ત્યાં ઘણાજ માણસો આવે છે. રેલ્વેનું સાધન એટલે સઉ ચા લીજ મળે. ગરીબ માણસોને પરાણે સર્વને જમાડવાની ફરજ પડે છે. આથી જ્ઞાતિવરાનું સ્વરૂપ જે સ્નેહમય હતું તે તિરસ્કારમય થયું અને તેમ થવામાં મુખ્ય ભાગ રેલ્વેનું સાધન છે, આપણા દેશમાં રેલ્વેથી થતા ગેરફાયદામાં આપણ એક ગેરફાયદોજ છે. કેટલાક ગામોમાં તો મરણ સમયે આટલા વરા, લગ્ન સમયે આટલા વરા એમ ફરજ પાડવામાં આવે છે. પછી વરા કરનાર ભલે ગમે તે સ્થિતિનો હોય જ્ઞાતિના હિતઘ્ન પટેલીઆઓ ગરીબ માણસોને પણ ફરજ પાડે છે કે જો તમે અમુક વરા નહિ કરો તો તમારી સાથેનો વ્યવહાર ગામ રાખી શકશે નહિ. પછી તે ગરીબ દાગીના વેચીને કરે કે ઘર ગીરો મૂકીને કરે કે ગરાસ ગીરો મુકીને કરે; પાછળથી તેના ઘરમાં દાણા હોય કે ન હોય, તેને ભીખ માગવી પડે કે ન પડે તેની દરકાર નહિ. પણ પાપી પટેલીઆઓ પોતાના અને પોતાના પરીવારના પેટ પોષવામાં પ્રવિણ; લખવાને ઘણોજ દીલગીર છું કે કેટલાક પટેલીઆઓ તો ગરીબ માણસોને એટલું પણ કહેવાનું સાહસ ખેડે છે કે તારી સ્ત્રી જ્યારે ન્યાતમાં જમવા આવી હતી ત્યારે હાથમાં અને ડોકમાં અમુક દાગીનો પહેર્યો હતો તે વેચીને અમારા ખપ્પર ભર અરે પટેલીઆઓ! તમારા પેટ ફોડી નાખો. ધન્ય છે તમારી અવલોકન શક્તિને ધન્ય છે તમારા ડહાપણને! જ્ઞાતિના પટેલીઆ આવી અવલોકન શક્તિનો જ્ઞાતિમાં પેઠેલા સડા ખોળવામાં અને તેને દૂરકરવાનું સમજાવવામાં ઉપયોગ કરે તો જ્ઞાતિનો અભ્યુદય સત્વર સિદ્ધ થાય જ્ઞાતિવરાથી આપણા મન નિર્બળ થયા છે અને લાડુની શોધમાંજ ફર્યા કરે છે. આપણામાં ગરીબાઇ વધે છે અને જ્ઞાતિનું સત્યાનાશ વળે છે. જ્ઞાતિવરા અટકવાથી અનાજ અને ઘી સોંઘુ થશે, આપણી જ્ઞાતિમાંથી ગરીબાઈ જશે અને જ્ઞાતિને શાંતી! મળશે,

**સુધારોઃ**–જ્ઞાતિવરા કરવાથીજ મુક્તિ મળે છે તે ભાવના દૂર કરવી. આપણી આર્થિક સ્થિતિ તપાસતાં જ્ઞાતિવરા આપણને બીલકુલ પરવડે તેમ નથી. જ્ઞાતિવરા ભાર રૂપ ન થાય તેટલા માટે જ્ઞાતિ તરફથી કોઇપણ જાતનું દબાણ હોવું જોઈએ નહિ.

જે કોઇ માણુસોને આપણે ચ્હડતાં હોઇએ તેમને બોલાવી તેમનો સ્નેહથી સત્કાર કરવો. જો જ્ઞાતિવરા બંધન જ કરવા એવો વિચાર જ્ઞાતિ જનોનો હોય તો તે વિચારના હિમાયતીઓએ એક ફંડ ઉભું કરવું અને તેમાંથી ગરીબ માણુસોને કરવા પડતા વરાનો ખર્ચ વસુલ આપવો. આ પગલું લેવાથી જ્ઞાતિવરા અટકશે. કારણુ તેના હીમાયતીઓને માથે પૈસા ભરવાના આવે છે અને તેઓ પારકે પૈસે પરમાનંદ કરનારા હોય છે.

## વિધવાઓની સ્થિતિ.

**પ્રાચીન**:-પ્રાચીન સમયે વિધવાઓ હતી નહિ તેથી તેની સ્થિતિ લખીશ નહિ. તે સમયે સ્ત્રીઓ પોતાના પતિ પાછળ સતી થતી એટલે કે પોતાના પતિના મૃતદેહની સાથે પોતાની કંચન સરખી જીવતી કાયાને કાષ્ટમાં બાળીને ખાખ કરતી. શરીરને અગ્નિમાં બાળી દેતાં તેઓ અચકાતી નહિ, પરંતુ તે સમયે પણ તેનો ચ્હેરો હસતો તે સમયનું સતીત્વ કયાં? તે સમયનું સ્ત્રીઓનું મનોબળ કયાં? હે સતી માતાઓ તમને ધન્ય છે. તે સમયે સ્ત્રીઓને પતિ માટે સંપૂર્ણ સ્નેહ હતો અને તે સ્નેહના બળેજ તેઓ મૃત્યુ પછી પણ પોતાના પતિની સાથે રહી શકતી. હાલ તે સ્નેહ કયાં?

**માધ્યમિક**:—મધ્યકાલની શરૂઆતમાં સતી થવાનો રિવાજ શરૂ હતો. પરંતુ તેમાં કેટલી સ્ત્રી સ્નેહથી-પ્રેમથી સતી થતી? તે કહી શકાશે નહિ. પ્રચલિત રૂઢીના બળથીજ લોક લજ્જાને વશ થઇને તેઓ સતી થતી. હિંદુસ્તાનમાં રૂઢીનું અત્યંત પ્રાબલ્ય છે. સર્વત્ર રૂઢીનો પ્રકોપ પ્રર્વતી રહ્યો છે. રૂઢીએ આપણું સત્યાનાશ વાળ્યું છે. મધ્યકાલમાં સતી થવા નહિ ઇચ્છતી સ્ત્રીઓને તેઓની ઇચ્છા વિરૂધ્ધ જોરથી તેઓના પતિ સાથે બાળવામાં આવતી. સતીત્વની આ ભાવના તદ્દન અનિષ્ટજ હતી. સતીઓના રૂદનથી રડી, સ્ત્રીઓ ઉપર થતા બાળાત્કારથી દુઃખી થઇ રાજારામ મોહનરાય તે અબળાઓની વ્હારે ધાયા અને સતી થવાનો—કરવાનો કુરરીવાજ બંધ કર્યો.

ત્યારથી આપણા ગૃહમાં વિધવાઓ વધવા લાગી. મધ્યકાલમાં અજ્ઞાનનું જોર પુષ્કળ વધેલું હોવાથી સમાજમાં વિધવાનું સ્થાન હલકું ગણાવા લાગ્યું. ધાર્મિક કાર્યોમાં તેઓને ભાગ મળતો અટકયો વ્હેમનું જોર વધ્યું અને વિધવાઓ સારા ઉત્સવમાં ભાગ લેવા જતાં તિરસ્કારને પાત્ર થવા લાગી. પરંતુ તેમને માતા પિતા અને સાસરા તરફથી સત્કાર મળતો. હાલ તે નથી.

**અર્વાચિનઃ**—આપણી જ્ઞાતિમાં વિધવાઓની સંખ્યા ઘણી છે. તેનો મોટો ભાગ બાળ વિધવાઓ છે. ઘણી બાળ વિધવાઓ તરફ તેમનાં માતા પિતાઓ સાસરીયાં, ધિક્કારની નજરે જુએ છે. તેમને માન નથી હૃદયનો આવકાર નથી. તેઓનો દરજ્જો હલકો મનાય છે. તેઓને કેળવણીના સાધન મળતાં નથી તેથી તેઓના જીવન પવિત્ર બનતાં અટકયાં છે. ગુજરાનનાં સાધન વિધવાઓને મળતા નહિ હોવાથી તેઓ પારકાને આધારે રહે છે. કેટલીક વિધવાઓને તેમના માતા પિતાને ત્યાં સ્થાન મળે છે. જેમને નથી મળતો તેઓ અનાચારમાં સપડાય છે. આપણી જ્ઞાતિની વિધવાઓની સ્થિતિ બહુજ ખરાબ છે. વિધવાઓ પારકાની રસોઇ કરે છે. વિધવાઓ પારકાના પાણી ભરે છે, વિધવાઓ ગમે તેવા વર્તન કરે છે અને આપણે તેમના તરફ બેદરકાર છીએ. જો વિધવાઓની સ્થિતિ સુધરે તો તેઓ આપણા સમાજને બહુ ઉપયોગી થાય. વિધવાઓ ઘેર ઘેર ભટકી બીજાની કુથલી કરવામાં રોકાય છે અને પોતાનો અમુલ્ય સમય વ્યર્થ ગુમાવે છે. તેને ધીકકારવાથી આપણે પોતે ધિકકારને પાત્ર બનીએ છીએ. આપણે તે વિધવાઓને ખરી સાધ્વીઓ બનાવવી છે.

**સુધારોઃ**—વિધવાઓને સમાજમાં સારૂં સ્થાન મળવું જોઇએ. તેઓને સારા કાર્યમાં ભાગ આપવો જોઇએ. તેઓને માનથી અને પ્રેમથી પોષવી. તો તેઓ આપણે માટે પોતાનો બાકીનો વખત વ્યતીત કરશે અને આપણા પ્રત્યેક સત્કાર્યમાં તેઓ બહુજ ઉપયોગી થઇ પડશે. વિધવા લગ્નથી હું વિરૂધ્ધ છું તેથી

તે વિષે હું મારા વિચાર જણાવીશ નહિ પરંતુ નીચેની લીટીઓ-થી વાંચકને ખુલાસો મળશેઃ—

" સ્નેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમપાપ નથી;
દેહ લગ્નની વિધવાને પુનર્લગ્ન સમપુણ્ય નથી. "

અસ્તુ

## વિધવાઓ માટે આપણે શું કરી શકીએ ?

૧. વિધવાઓને આપણા ગૃહમા ઉચ્ચ કેળવણી આપી તેને સમાજ સેવિકા બનાવી શકીએ.

૨. અનાથ વિધવાઓ માટે વિધવાશ્રમ સ્થાપી તેમાં તમને ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાથી તેઓ પોતાના જીવનને પવિત્ર બનાવી શકે.

૩. વિધવાશ્રમમાં ન રહી શકે તેવી વિધવા માટે હુન્નર શાળાઓ સ્થાપી તેમને નવીન હુન્નરો શીખવી સ્વાશ્રયનો પાઠ ભણાવી બીજાના દબાણુથી છોડાવી શકીએ.

૪. આપણા ગૃહમાં તેમનું ઉચ્ચ સ્થાન આપી ગૃહ વ્યવસ્થાની દેખરેખ તેમને હાથે કરાવી તેમને સ્વમાનનું ભાન કરાવી શકીએ.

આપણે ધારીએ તેટલું આપણે કરી શકીએ. વિધવાઓનો સવાલ આપણે એકદમ હાથ ધરવાનો છે કારણ તેઓ સમાજની ઘણી સેવા કરી શકે તેમ છે.

## વિધવાઓ આપણે માટે શું કરી શકે ?

૧. આપણા ગૃહમાં વિધવાઓ આપણી સ્ત્રીઓની શિક્ષક અને સલાહકાર થઇ શકે.

૨. વિધવાઓ આપણા બાળકોની સંભાળ રાખી શકે. ઘરનું આરોગ્ય સાચવી શકે અને બાળકોને ઉચ્ચ શિક્ષણથી સંસ્કારી બનાવી શકે.

૩. ગૃહમાં રહીને હુન્નર શીખી શકે અને તે રીતે આપણુને આર્થિક સ્થિતિમાં મદદ કરી શકે.

૪ વિધવાઓ પોતાની અજ્ઞાન બ્હેનોને જ્ઞાન આપી શકે, તેમને ભણાવી શકે તેઓમાંથી બ્હેમોને ન્હસાડી શકે.

૫. વિધવાઓ શાળાઓની અંદર સ્ત્રી શિક્ષક તરીકે કામ કરી શકે અને શાળામાં બાળાઓને ધાર્મિક જ્ઞાનથી પોષી શકે.

૬. આપણી જ્ઞાતિમાંથી રોગો દુર કરવા માટે વિધવાઓ સ્ત્રી જાતિને આરોગ્યના નિયમો સમજાવી શકે.

૭. વિધવાઓ માંદાની માવજત કરી શકે. સંકટ સમયે તેમને દીલાસો દઇ શકે અને આ રીતે દર્દીના દુઃખ દુર કરી શકે.

૮. હુન્નર ઉદ્યોગની શાળા જેવી સંસ્થાઓમાં કાર્ય કરી સમાજને ઉપયોગી થઇ પડે.

૯. દુષ્કાળમાં ગામે ગામે જઇ દુષ્કાળનું દુઃખ દુર કરવાને ફંડ એકઠું કરી શકે.

૧૦, આપણી જ્ઞાતિની સ્થિતિનો અભ્યાસ કરી આપણી સ્થિતિનો ખ્યાલ અન્ય બ્હેનોને આપવા માટે ગામે ગામ જઇ ભાષણો આપી શકે અને સમાજની સેવિકા તરિકે સમાજને અત્યંત ઉપયોગી થઇ પડે.

૧૧. પોતે પવિત્ર રહિ બીજાને પવિત્ર બનાવી શકે. પોતે મુકિત મેળવી બીજાને તે આપી શકે.

વિધવાઓને જો કેળવાય તો તેઓ સમાજનું એક ઉત્તમ અંગ થઇ શકે. આવો વિધવા બ્હેનો આવો. ઉપરના કાર્ય કરવાને આવો. તમારા જીવનની સફલતા કરવાને આવો. તમારે તો માત્ર કાર્યજ કરવાનું છે. બદલાની આશા રાખવાનીજ નથી કારણ કે **कर्मण्ये वाधिकारस्तेमा फलेषु कदाचन** એ શ્રી ગીતાજીમાં કૃષ્ણ પ્રભુનું વાકય બહુજ અર્થ સુચક છે. બ્હેનો તમારે માટે ક્ષેત્ર તૈયાર છે તેમાં ઝીપલાવવાની અગત્ય છે. બ્હેનો અમે પુરૂષો તમને પુજશું, પોષશું. પ્રભુ તમને બળ આપો.

# પરદેશગમન.

મુસાફરી કરવાથી ઇશ્વર કૃતિનું સંપુર્ણ ભાન આપણને થઇ શકે. કારણ કે ઇશ્વરે સર્વ દેશમાં જુદીજુદી સૃષ્ટિ સુન્દરતા પાથરેલી છે. મુસાફરી કરવાથી આપણે તેનો અભ્યાસ કરી શકીએ અને કુદરતની કદર કરી શકીએ.

મુસાફરી કરવાથી આપણે આપણી સ્થિતિ સાથે બીજા દેશની પ્રજાની સ્થિતિનો મુકાબલો કરી શકીએ તેમાં જણાતી ખામીઓ દુર કરી શકીએ.

મુસાફરીથી આપણે આપણા દેશ માટે લાગણી રાખી શકીએ અને સ્વદેશ પ્રેમનો દીપક આપણા હૃદયમાં પ્રદીપ્ત થઇ શકશે.

મુસાફરીથી આપણે નવીન માણસોના સમાગમમાં આવી શકીએ અને તેમના સ્વભાવનો અભ્યાસ કરી શકીએ.

મુસાફરીથી આપણે આપણા વેપારની સ્થિતિ જાણી શકીએ આપણો વેપાર વધારી શકીએ. પરદેશના ઉપયોગી હુન્નરો આપણા દેશમાં લાવી શકીએ.

મુસાફરીથી આપણી બુધ્ધિ ખીલી શકે, આપણું જીવન જીવવા લાયક બની શકે,

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે પરદેશ ગમનની બીલકુલ અડચણ ન હતી, આપણી પાસે નૌકાનું સાધન પણ સારૂં હતું. આપણો માલ અન્ય દેશોમાં જતો તે ઉપરથી આપણે અન્ય દેશો સાથે વ્યાપાર કરતા એવું પુરવાર થાય છે અને તે પણ આપણા પોતાનાજ નૌકાબળથી. પરદેશ ગમનને ટેકો આપનારા બનાવો આપણા શાસ્ત્રોમાં મોજુદ છે પણ મેં કંઇ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો નથી તેથી તેના પ્રમાણ હું આપી શકીશ નહિ પરંતુ તેથી કંઇ પરદેશ ગમનની છુટન હતી એમ કહી શકાયજ નહિ.

**માધ્યમિકઃ**— મધ્યકાળમાં પરદેશ ગમન થતું અટકયું

તેનુ કારણુ મને તો બીજું કંઇ નહિ પણુ આપણી અજ્ઞાનતા અને આપણા શાસ્ત્રોના ગોટાળા લાગે છે. પરદેશ ગમન કરનારને જ્ઞાતિ બહાર મુકવાનો રિવાજ શરૂ થયો. તેથી આપણે બીજા દેશોની સ્થિતિથી અજ્ઞાત રહ્યા આપણને આપણી ભુલો સુધારવાનાં સાધન મલ્યા નહિ અને આપણી સ્થિતિ અધમ થઇ.

**અર્વાચિન:**—લખતાં અત્યંત આનંદ થાય છે અને આપણી ઉન્નતિનું ચિન્હ જણાય છે કે આપણે હાલ પરદેશમાં મુસાફરી કરવા લાગ્યા છીએ. પરદેશ ગમનને એક આપણી ઉન્નતિનું સાધન ગણુવા લાગ્યા છીએ અને સ્વ૦ પુજ્યપાદ મહારાજ શ્રી શંકરાચાર્યજીએ પણુ પરદેશ ગમન સશાસ્ત્ર છે એમ ઠરાવ્યુ છે. આપણા દેશમાં બીજી પ્રજાઓ આવી. આપણે આપણી જાંગ ઉઘાડી પાડી અને તેઓએ આપણું પોગળ જાણ્યું. આપણા હુન્નર ઉધોગો તેઓ શીખવા લાગ્યા અને આપણુને હુન્નર ઉધોગ વગર રઝળવું પડે છે. આપણે માટે પરદેશમાં સ્થાન નથી, આપણે માટે પરદેશમાં માન નથી. આપણે માટે પ્રજા તરીકેના લાનશ્રી. આપણે ત્યાં સ્થાન લેવું છે. આપણે ત્યાં સ્વમાન મેળવવું છે. આપણે એક સાચી પ્રજા બનવું છે. અને તેટલા માટે પરદેશ ગમન કરવાનું છે. પરદેશના હુન્નર આપણે શીખવાના છે અને તે હુન્નરોથી આપણી જ્ઞાતિને સુધારવાની છે પરદેશ ગમન કરવાથી પાપ થાય છે એ માન્યતા આપણે દુર કરવાની છે. આપણે સ્વરાજ્ય માટે નાલાયક છીએ એવું કહેનારને આપણા બળથી આપણે બતાવી આપવાનું છે કે અમે સ્વરાજ્ય માટે લાયક છીએ સ્વરાજ્ય એ હુમારો જન્મ સિધ્ધ હકક છે. આ લાયકાત મેળવા માટે આપણે શીક્ષણ લેવાનુ છે, આપણે સ્વદેશી હુન્નર ખીલવવાના છે અને તેટલા માટે જ પરદેશ જવાની જરૂર છે.

**સુધારો:**—જ્ઞાતિ બંધારણમાં બતાવવું કે પરદેશ ગમન કરનાર આપણી જ્ઞાતિના યુવકોને જ્ઞાતિ કોઇપણ રીતે અપરાધી ઠરાવતી નથી પરંતુ તેઓએ ત્યાં પોતાનું જીવન પવિત્રતાથી ગાળવાનું છે. પરદેશ ગમન કરવાને ઘણા ઉત્સુક હોય છે પરંતુ

પૈસાના અભાવે તેઓ જઇ શકતા નથી. જ્ઞાતિના પૈસાદાર વર્ગે આ કાર્યમાં તેમને ઉત્તેજન આપવાનું છે. જેમ પરદેશ જનારા વધારે તેમ આપણી ઉન્નતિ સત્વર.

## રૂદન કુટન.

મૃત્યુએ ઇશ્વરી નિયમ છે. દરેક મનુષ્યે તેને આધીન થવાનું છે. આ સ્થુલ શરીર નાશવંત છે. આત્મા અમર છે. આત્મા આ દેહ છોડી ચાલી જતાં આ શરીર પંચમહા ભુતો સાથે મળી જશે. આ સંસાર ઉપરથી મનુષ્યના કર્મ પુરા થતાં તેનો આત્મા ચાલી જાય છે. જ્યારે આત્મા અમર છે ત્યારે આપણે રોવું કોના માટે ? આ સ્થુલને માટે ? તે તો મુર્ખાઇજ આ મુર્ખાઇ અત્યારે સર્વત્ર દ્રષ્ટિગોચર થાય છે.

**પ્રાચીનઃ**—રડવા કુટવાનો રિવાજ પ્રાચીન સમયે બીલકુલ હયાતીમાં ન હતો. કારણ કે તેઓને આત્માના અમરત્વ માટે સચોટ વિશ્વાસ હતો. વળી તેઓ જાણતાં કે આત્મા આ સ્થુલ શરીર છોડી સુક્ષ્મ દેહમાં વાસ કરે છે. જ્યારે મનુષ્ય તેની પાછળ રૂદન કરે છે ત્યારે તે આત્માને બહુજ દુઃખ થાય છે એવું તેઓ માનતા તેથી રૂદન કુટનનો ઘાતકી રિવાજ તે સમયે ન હતો. પરંતુ તે આત્મા સુક્ષ્મ શરીરમાંથી વ્હેલો મુકત થાય તેટલા માટે તેઓ પરમાત્મા પાસે શાંત ચિત્તે પ્રાર્થના કરતા અને પ્રભુ તે પ્રાર્થના સાંભળતો.

**માધ્યમિકઃ**—જ્ઞાનના અભાવે રૂદન કુટનનો રિવાજ મધ્ય કાલમાં શરૂ થયો હોય તેવું અનુમાન થાય છે. મધ્ય કાલના માણસોને આત્મા અને શરીર વચ્ચેનો સંબંધનો ખ્યાલ નહિ હોવાથી સ્નેહી જીવનું મૃત્યુ તેમને અત્યંત દુઃખદ થવા લાગ્યું તેથી તેઓ મૃત્યુ પામેલાને માટે રડવા લાગ્યા.

**અર્વાચિનઃ**—રડવા કુટવાનો રિવાજ હાલ આપણી જ્ઞાતિમાં બહુજ પ્રવર્તે છે. રડવા કુટવાથીજ મૃત જીવ માટેનો આપણો સ્નેહ સાચો ઠરે છે તેવી માન્યતા આપણા મગજમાં ઘુસી ગઇ

છે. આપણા હાલના તે રિવાજથી મૃત જીવને અત્યંત કષ્ટ થાય છે પણ તેની દરકાર કોને હોય. રડવા કુટવાથી ઘણી સ્ત્રીઓને ક્ષયનો વ્યાધિ લાગુ પડેલો સાંભલ્યો છે, ઘણી સ્ત્રીઓને છાતીમાં સોજો ચ્હડે છે, ઘણીને તેથી લોહીની ઉલટી થાય છે. રડવા કુટવામાંજ હાલની સ્ત્રીઓની બાહોશી જણાય છે. રડવા કુટવામાં તો સ્પર્ધાપણુ થાય છે. કોણ વધારે કુટે છે તે જોવાય છે. જો સમજુ સ્ત્રીઓ કુટતી નથી તો સ્ત્રી વર્ગમાં તેની ચર્ચા શરૂ થાય છે. વૃદ્ધના મત્યુ સમયે લેવાનું છાજીયું જૂદું બાળકના મત્યુ વખતનું જૂદું યુવાનના મૃત્યુ વખતનું વળી ઘણુંજ હૃદય ભેદક આ સર્વમાં જે નિપુણ સ્ત્રી હોય તેને રૂદન કુટન વિશ્વ વિદ્યાલયની બી.એ.ની ડીગ્રી મળવી સમજવી. હું સંમત થાઉંછુ કે સ્નેહીના મૃત્યુથી સ્નેહીને દુઃખ થવાનુંજ પણ હું ખાત્રીથી કહીશ કે કુટવાથી તે સ્નેહ અથવા તે દુખ બતાવી શકાતું નથી. કુટવું તે માત્ર લોક લજ્જા માટેજ. અરે પ્રિય બ્હેનો એ તમને રૂચે છે કે કેમ ? વડીલ વર્ગ બેઠેલો હોય ત્યાં અથવા બજારના ચોકમાં ઉઘાડી છાતીએ ધડોધડ કુટવું એ તમને કેટલું શરમાવનારૂં છે તેનો જરા વિચાર કરો શું તમે તદ્દન નિર્લજ થવા ચ્હાઓ છો ? બ્હેનો, તમારૂં રડવું કુટવું હવે સત્વર બંધ કરો. કેટલીક લેભાગુ સ્ત્રીઓ નાની છોકરીને રડવા કુટવાનો પાઠ તેઓને બાળવયમાંજ શીખવે છે. અનેતેમને દેદો કુટતાં શીખવે છે. આવી નાની વયમાંજ તેમને વ્યાધિ લાગુ પડે છે. અરે બ્હેનો, તમારી બાળાના આરોગ્યને ખાતર એ રિવાજ અત્યારેજ બંધ કરો.

સુધારોઃ—રડવા કુટવાનો રિવાજ સત્વર અટકાવવો આટલા માટે જ્ઞાતિ જનોએ આત્માના અમરત્વ અને શરીરના નાશવંત પણાનો ખ્યાલ અજ્ઞાન સ્ત્રીઓને આપવો. મૃતજીવના સુખ માટે આપણે પરમાત્માની પ્રાર્થના કરવી કે તે મૃત જીવને પ્રભુ શાંતિ આપે. મૃત્યુ પાછળ રડવાને બદલે સર્વેએ પ્રભુના નામનો જાપ જપવો, હરીકીર્તન સાંભળવા પ્રભુ ભજન કરવું. આમ થવાથી મૃત જીવને શાન્ત્વન મળશે અને આપણી જ્ઞાતિમાંથી સ્ત્રીઓના શરીરમાંથી પેસેલો રોગ ન્હાશી જશે.

## જ્ઞાતિમાં વ્યસનનો પ્રચાર.

વ્યસન એટલે અમુક વસ્તુ માટે આપણું મન વળગી રહેતે અને તે ન મળતાં મન દુખ પામે તે.

**પ્રાચીનઃ**—કોઇને કોઇ મનુષ્યને કોઇપણ જાતનું વ્યસન વળગેલું હોય છે. પ્રાચીન કાળમાં આપણા પૂર્વજોને પ્રભુ પ્રાપ્તિનું વ્યસન થયેલું તેથી તેની પાછળજ પોતાના મનને રોકતા જો તેઓને પ્રભુ પ્રાપ્તિ નહિ થતી તો તેઓને દુખ થતું આ વ્યસન સર્વત્ર ઇચ્છવા યોગ્ય છે અને હું ધારૂછુ કે આપણી જ્ઞાતિમાં તે વ્યસન શરૂ થાય.

**માધ્યમિકઃ**-- વ્યસનની ભાવનાએ મધ્ય કાલમાં જૂદું સ્વરૂપ ધાર્યું મધ્ય કાલમાં મનુષ્યોને ફક્ત શરીર સાચવવાનુંજ વ્યસન લાગેલું તેથી તેઓ સારો અને પૌષ્ટિક ખોરાક મેળવવા માટે યત્ન કરતા આ વ્યસન પણ સહુજ ઇચ્છવા યોગ્ય છે ત્યાર પછી ધીમે ધીમે વ્યસનનો અર્થ હલકો પડવા લાગ્યો મનની ગતિ નિર્બલ થવા લાગી અને મન હલકી ચીજો પાછળ ફરવા લાગ્યું મૂળ શરૂઆત તમાકુ થઇ હોય તેવું અનુમાન થાય છે.

**અર્વાચિનઃ**—અત્યારે પ્રત્યેક વ્યકિત વ્યસનની ગુલામ બની છે. વ્યસને તેમને ઘેરી લીધી છે અને તેથી તે દુખી છે, વ્યસનના માઠાં ફળનો સ્વાદ લેવા છતાં આપણે તે છોડી શકયા નથી એજ માત્ર અફસોસ છે ઔદિચ્યો હાલ કયા વ્યસનના ગુલામ બન્યા છે તે આપણે તપાસીએ.

૧ તમાકુ

ભાગ્યેજ કોઇ ઔદિચ્ય જન એવો હશે કે જેને ભાંગ ખાવાની ટેવ નહિજ હોય, જેને તમાકુ સુંઘવાની ટેવ નહિ હોય. ભાગ્યેજ કોઇ ઔદિચ્ય બ્હેન એવી હશે કે જેને તમાકુ ઘસવાની ટેવ નહિ હોય ઘસવું, સુંઘવુ, અને ખાવું એ ત્રણે એકજ વસ્તુના ભિન ભિન સ્વરૂપ છેઃ-

ખાય તેનો ખુણો, પીએ તેનું ઘર,
સૂંઘે તેના લુગડા, એ ત્રણે બરાબર.

જો ઔદિચ્યો ધારે તો આ બલામાંથી મુકત થઇ શકે અને તેના પૈસા જ્ઞાતિને માટે કેળવણીમાં વાપરી શકે.

૨ ચાહ

ભાગ્યેજ કોઇ એવું ભાગ્યશાળી ગૃહ હશે કે જ્યાં ચાહના પ્યાલા ભરાતા નહિ હોય. ભાગ્યેજ કોઈ એવો વિરલો હશે કે ચાહને ખાતર હોટલમાં જઇ પોતાની પવિત્ર દેહને ભ્રષ્ટ કરતો નહિ હોય. બાળકથી તે વૃદ્ધ પર્યંત સર્વ ચાહને માટે તલસે છે. ચાહને માટે ફફડે છે. ચાહથી થતા ગેરફાયદાઃ-

अ ચાહ અદ્રષ્ટ પણે ધાતને પાતળી કરે છે, જઠરાગ્નિ મંદ કરે છે અને સ્ત્રીઓના ગર્ભાશયમાં સડો ઉત્પન કરે છે જેને લીધે બાળકોનું જન્મ પ્રમાણ ઓછું થાય છે

ब ચાહની આપણા દેશમાં બીલકુલ જરૂર નથી કારણ આપણો દેશ ગરમ છે આપણો દેશ ગરીબ છે માટે તેને તે ખર્ચ પરવડતો નથી.

क ચાહમાં વપરાતી સાકર પરદેશી આવે છે માટે તે આપણા સ્વદેશી વૃતમાં ખલેલ કરતા છે.

ड જે ખેતરોમાં આપણે માટે ચાહનું વાવેતર થાય છે ત્યાં કામકરનાર મજુર વર્ગ હિન્દી છે. આ મજુરો ઉપર અસહ્ય જુલ્મ થાય છે અને ત્યાં કાર્ય કરતી સ્ત્રીઓની નૈત્તિક મર્યાદા શીથીલ થાય છે. તે જુલ્મ આપણા માટે થાય છે. માટે તેમાં પાપનો હિસ્સો આપણને આવે છે.

આ ચાહની ચાહના દુર થાય તોજ આપણે કંઇક ઉદયની આશા રાખી શકીએ આપણા જ્ઞાતિ જનો ચાહ પીતાં અટકે અને ચાહમાં વપરાતા પૈસા કેળવણીમાં વાપરે તો મને ખાત્રી છે કે આપણી દરેક કેળવણી મફત આપી શકાય.

૩ બીડી, સીગારેટ વગેરે.

લખવાને અત્યંત દીલગીર છું કે આપણી જ્ઞાતિનો મોટો સમુહ અને ખાસ કરીને યુવકોનો મોટો સમૂહ બીડી પીવાની લતમાં સપડાએલ છે. મે ઘણા ઔદિચ્યોને બીડી પુંકતા જોયા છે. ઘણાના મ્હોમાં સીગારેટના ખોખાં જોયા છે બીડી પીવાથી આપણા યુવકોના હૃદય ભસ્મ થયા છે અને તેથીજ મોટો ભાગ ક્ષય રોગથી પીડાય છે. ચાહ પીવાથી આપણે પૈસાનું પાણી કરીએ છીએ અને બીડી પીવાથી પૈસાના ધુમાડા કરીએ છીએ જો બીડીના પૈસા બચાવીને કેળવણી માટે વાપરવામાં આવે તો આપણા વિદ્યાર્થીઓને માટે પુસ્તક અને ફી પુરી પાડી શકાય

૪. દારૂ અને વ્યભિચાર.

હું છાતી ઠોકીને કહીશ આ વ્યસનની જાળમાં ઘણા ફસાયા છે. આ વિષે લખવાનું ઘણું છે. પણ સભ્યતા છોડવાનો પ્રસંગ આવે માટે વાંચકનેજ તેનો વિચાર સોપું છું.

૫ નાટક.

મારો અનુભવ સાક્ષી આપી શકશે કે ભલાભલા ઔદિચ્યોને આ વળગણ વળગેલું છે. દરેક નાટકે કોઇપણ નાટકશાળામાં પોતાની હાજરી જરૂર હોય તેવા માણસો મે જોયા છે. તેમાં ઔદિચ્યો પણ છે જ્યારે નાટક જોવાનું મન થાય ત્યારે તે માટે મનને રોકવું અને નાટકની ટીકીટના પૈસા તેમજ ત્યાં પીવાની સોડા વિગેરે બાટલીના પૈસા જ્ઞાતિની કેળવણી માટે આપવા આ રીતે આપણે જ્ઞાતિના વિદ્યાર્થી ભુવનને સારા પાયા ઉપર લાવી શકશું.

૬ **હોટલમાં જવાનું વ્યસનઃ**—મુંબઇનો મારો અનુભવ કહે છે કે અસંખ્ય ઔદીચ્યો દરરોજ હોટલની મુલાકાતે જાય છે. જ્યાં પવિત્રતાનુ નામ નહિ, જ્યાં શુધ્ધ ખોરાક મળે નહિ, જ્યાં ઔદિચ્ય ધર્મ સચવાય છે ત્યાં આપણા ઔદિચ્યોને જોડા પહેરીને વાગોળતા મેં જોયા છે. હોટલમાં આપણા પૈસા તદન નકામાં

જાય છે. તે પૈસા બચાવીને જો જ્ઞાતિની કેળવણીમાં વપરાય તો જ્ઞાતિના ગરીબ વિદ્યાર્થીને ભોજન અને લુગડાં મફત આપી શકાય.

**સુધારો**:--આ સર્વ વિષયનો આર્થિક દ્રિષ્ટીએ વિચાર કરવાનો છે સર્વ વ્યસન સત્વર નષ્ટ થવા જોઇએ. અને તેમાં જતો પૈસો કેળવણી પાછળ વાપરવો.

## જ્ઞાતિમાં મોજશોખનો ફેલાવો.

**પ્રાચીન**:--પ્રાચીન સાદાઇને માટે સુપ્રસિદ્ધ છે. ભગવા વસ્ત્ર, હાથમાં કમડલ, બગલમાં મૃગચર્મ, પાદમાં કાષ્ટ પાદુકા, ગળામાં રૂદ્રાક્ષની માળા, માથે જટા અને ડાઢીવાળા આપણા રૂષિઓમાં મોજશોખ કયાં ?

**માધ્યામિક**:--સાદાઇને માટે મધ્ય કાલ પણ પ્રખ્યાત છે. જાડું ધોતીયું, જાડું બદન, માથે તરફાળ, પગમાં કઠણ પગરખાં, હાથમાં લાંબી ડાંગ, દાગીનાનું નામજ નહિ. આથી સાદાઇ બીજી કઇ હશે ? સ્ત્રીઓ પણ જાડું સોડણીયું, જાડો પૂતળીનો ઘાઘરો, જાડું કાપડું, હાથમાં ચુડલો અને ગળામાં સાધારણ દાગીનો રાખતી તો પણ સાદાઇજ કહી શકાય.

**અર્વાચિન**:--હાલમાં ઔદિચ્યો મોજશોખનાં પૂતળાં છે. તેઓ ડોળ ઘાલુ છે. કૃત્રિમતાના કીડા છે. અત્યારે વિદેશી મોજશોખના સાધન પાછળ આપણા લાખો રૂપીઆ ફૂ થાય છે. ઝીણા ધોતીયા મલમલના પેરણ, કીમતી કોટ, મોજા, બુટ, ઘડીઆળ, રૂમાલ, બાબરી, હાથમાં પોંચી, લલાટમાં ટીલડી, આંખમાં અંજન આ સર્વ પુરૂષના મોજશોખ છે તેલ, હેરઓઇલ, અત્તર, લવેન્ડર, સેન્ટ વગેરે પાછળ આપણા પૈસા નકામા જાય છે. આ મોજશોખ પણ આપણે અનાચારની વૃદ્ધિ માટે રાખીએ છીએ. આપણી સ્રીઓનાં મોજશોખ આપણા કરતાં વધારે છે. તેનો ખ્યાલ મુંબઇની સ્ત્રીઓને જોવાથી થશે.

**સુધારો**:—આપણા નકામા ખર્ચ બંધ કરવાના છે. સાદાઇ ગ્રહણ કરવાની છે અતરે સાદાઇ આપણે સાદાઈના ચુસ્ત હીમાયતી મહાત્માશ્રી ગાંધીજી પાસેથી શીખવાની છે.

## જ્ઞાતિ અને સ્વદેશી વ્રત.

**પ્રાચીન**:—પ્રાચીન સમયે સ્વદેશી માલજ વપરાતો વિદેશીનું નામ નિશાન પણ ન હતું.

**માધ્યમિકઃ**-મધ્યકાળમાં પણ સ્વદેશી માલજ વપરાતો આપણા દેશમાં બહુજ ઉત્તમ માલ બનતો હુન્નર ઉદ્યોગ માટે આપણો દેશ પ્રખ્યાત હતો.

**અર્વાચિનઃ**—સ્વદેશનું જોર નાશ પામ્યું છે. વિદેશી માલનું સામ્રાજ્ય ચાલે છે હાલ હિંદમાં સ્વદેશની હીલચાલ શરૂ થઇ છે. અને સ્વદેશી માલને ઉતેજન મળે છે. આખા દેશના સવાલ સાથે આપણી જ્ઞાતિ પણ જોડાએલી છે. તેથી આપણી જ્ઞાતિમાં સ્વદેશીની હીલચાલ શરૂ થવી જોઇએ અને તેની પ્રતિજ્ઞા લેવી જોઇએ. પણ અત્યારે આપણે શું જોઇએ. છીએ ? વિદેશી માલનો પ્રચાર આપણા ગૃહમાં વિદેશી માલ તપાસીએ. ગૃહનો દીપક તપાસો તેમાં બળતું ગ્યાસતેલ વિદેશી, તેની ચીમની વિદેશી, તેની વાટ પણ વિદેશી આ કન્યા શીવે છે તે લુગડું પણ વિદેશી; તે સોય પણ વિદેશી, દોરો પણ વિદેશી, તે કાતર પણ વિદેશી આ ચાહના પ્યાલા પણ વિદેશી, તે ચાહ પણ વિદેશની તેની સાકર પણ વિદેશી આ બુટ પણ વિદેશી, મોજાં પણ વિદેશી, ધોતિયું પણ વિદેશી, પેરણ પણ વિદેશી, કોટ પણ વિદેશી ઘડીયાળ વિદેશી, કોલર વિદેશી, નેકટાઇ (નકટી) પણ વિદેશી માથાની ટોપી વિદેશી આ રીતે આપણે એકદમ વિદેશી બન્યા છીએ.

**સુધારો**:— દરેક ઔદિચ્ય બંધુઓને મારી નમ્ર વિજ્ઞપ્તિ છે કે તેઓએ હવે વિદેશી માલને પાણેચું આપવું અને સ્વદેશી માલજ વાપરવો સ્વદેશીના ચુસ્ત હીમાયતી બની સર્વને બતાવી આપવું કે હિન્દી પ્રત્યેક હીલચાલ સાથે અમારી જ્ઞાતિ સંમત

છે જે દેશનું આપણું શરીર, જે દેશનો આપણો આત્મા છે તે શરીરને તે દેશનાજ માલથી શણગારવું અને તે આત્માને તેજ દેશના જ્ઞાનથી પોષવો.

## જ્ઞાતિ અને ગૃહ વ્યવસ્થા.

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે આપણાં પૂર્વજોની ગૃહવ્યવસ્થા બહુ સુંદર હતી સર્વ કુટુંબો સાથે વસતાં સ્ત્રી પુરૂષો સર્વ હળી મળીને રહેતા. તેઓમાં સંપ હતો. ક્ષમા હતી, દયા હતી. તેઓનાં ગૃહ તે પ્રેમના મંદિરો હતાં. ત્યાં આવનાર અતિથિને હૃદયનો આવકાર મળતો તેઓ એક સાદી ઝુંપડીમાં રહેતા તેઓના બાળકો આનંદી હતા

**માધ્યમિકઃ**--મધ્ય કાલમાં સંયુકત કૂટુંબની વ્યવસ્થા ચાલુ હતી દેર, દેરાણી, જેઠ જેઠાણી અને સાસુ વહુ તથા નણંદ વચ્ચે સંપ હતો નજીવી બાબતો માટે તેઓ લડતા નહિ અતિથિને આવકાર મળતો પણ પ્રેમનું સ્વરૂપ તેઓ જાણતા નહિ. ધીમે ધીમે આ વ્યવસ્થા શીથીલ થવા લાગી.

**અર્વાચિનઃ**--હાલ આપણા ગૃહમાં પ્રેમ નથી-સ્નેહનથી-આનંદનથી આપણી ગૃહ વ્યવસ્થામાં દયા નથી, ક્ષમા નથી, શાંતિ નથી. આપણા ગ્રહમાં અતિથિને સાચો આવકાર નથી. આપણા ગૃહમાં સંપ નથી સાસુ અને વહુ, નણંદ અને ભાભી, પીતા અને પુત્ર, માતા અને પુત્રી અરસપરસ લડે છે. આપણા ગૃહમાં નુર નથી, આપણા ગૃહમાં સ્ત્રીઓને માન નથી આપણા ગૃહમાં બાળકોનું હાસ્ય નથી. આપણા ગૃહમાં આરોગ્ય નથી અને આપણા ગૃહમાં ભકિત નથી આપણા ગ્રહોમાં સ્વદેશ પ્રેમ નથી, સ્વદેશની દાઝ નથી, આપણા ગૃહમાં સ્ત્રીઓને જ્ઞાન નથી.

**સુધારોઃ**--આ સર્વ નકાર આપણે હકારમાં લાવવા છે આપણા ગૃહોને પ્રેમ મદિરો બનાવવા છે. આપણા ગ્રહમાંથી દયા ક્ષમા અને શાંતિનો પ્રકાશ પાડવાનો છે આપણા ગૃહોને દેશ ભક્તિના સ્થાન બનાવવા છે. આપણા ગૃહમાંથી જગ સેવાનો મંત્ર ફુંકવાનો છે. આપણા ગૃહમાં આરોગ્ય લાવવાનું છે.

# કેળવણી અને જ્ઞાતિની સ્થિતી.

કેળવણી એટલે દરેક જોઈતી ખીલવણી કેળવણીને અંગ્રેજીમાં એજ્યુકેશન ( Education ) કહે છે જેનો અર્થ બહારદોરી લાવવું એવો થાય છે. અર્થાત અજ્ઞાનમાંથી જ્ઞાનમાં લાવનાર, અંધકારમાંથી પ્રકાશમાં લાવનાર, દુઃખમાંથી સુખમાં લાવનાર જે સાધન તેને કેળવણી કહે છે.

કેળવણીથી મનુષ્ય દરેક જાતનું જ્ઞાન મેળવે છે. કેળવણીનો અર્થ હાલ આપણામાં વિદ્યા એવો કરીએ છીએ. **विद्** એટલે જાણવું. એ સંસ્કૃત ધાતુ ઉપરથી વિદ્યા શબ્દ અસ્તિત્વમાં આવ્યો છે. જે માણસ સર્વ જાણતો હોય તેને વિદ્વાન કહેવાય છે, આ વિદ્યાના મહત્વ વિષે ભર્તુહરિ કહે છે કેઃ—

**हर्तुर्याति न गोचरं किमपि शं पुष्णाति यत्सर्वदा**
**ह्यर्थिभ्यः प्रति पाद्यमानमनिशं प्राप्नोति वृद्धिं पराम् ॥**
**कल्पान्ते स्वपि न प्रयाति निधनं विद्याख्यमन्तर्धनं**
**येषां तान् प्रति मानमुज्झत नृपाः कस्तैः सह स्पर्धते ॥**

( **અર્થઃ**—જે ધન ચોર વગેરે વગેરેના જોવામા આવતું નથી. અત્યુતમ કલ્યાણ કરે છે, માગણ લોકોને નિરંતર આપવાથી હંમેશા અતિ વૃધ્ધિ પામે છે અને પ્રલય કાળમાં પણ નષ્ટ થતું નથી, એવું વિદ્યા રૂપી ગુપ્ત ધન, જે વિદ્વાનો પાસે છે, તેઓની કોણ સ્પર્ધા કરે ? માટે હે રાજાઓ તે વિદ્વાનો પ્રત્યેનો ગર્વ છોડી દ્યો

વળી કહે છે કેઃ—

**विद्यानाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तधनं**
**विद्याभोगकरी यशः सुखकरी विद्यागुरूणां गुरुः ॥**
**विद्याबन्धुजनो विदेशगमने विद्या परं दैवतं**
**विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥**

(**અર્થઃ**—વિદ્યાજ મનુષ્યને મોટું રૂપ છે, અતિ ગુપ્ત ધન છે, વિદ્યાભોગ આપનારી છે, કીર્તિ અને આનંદ આપનારી છે,

વિદ્યા ગુરૂની પણ ગુરૂ છે, વિદ્યાજ પરદેશમાં ભાઇની પેઠે હિત કરનારી છે અને દૈવત પણ વિદ્યાજ છે, રાજાઓ પણ વિદ્યાનીજ પૂજા કરે છે, પણ ધનની પૂજા કરતા નથી, માટે વિદ્યા રહિત પુરૂષ પશુજ છે.

આવા મહત્વવાળી વિદ્યા–કેળવણી આપણે અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ કેળવણી વિના દેશોન્નતિ અને પ્રજાની ઉન્નતિ અશક્ય છે.

**પ્રાચીનઃ**—પ્રાચીન સમયે પ્રત્યેક બ્રાહ્મણો વિદ્યાનો અભ્યાસ કરતા. ચાર વેદ અને શાસ્ત્ર, વ્યાકરણ વગેરેનું જ્ઞાન તે સમયે પ્રત્યેક બ્રાહ્મણમાં દ્રષ્ટિગોચર થતું. સંસ્કૃત ભાષા અરે સ્વર્ગીય ભાષા તે સમયે બોલાતી. નાના બાળકો જ્યારે સંસ્કૃત ભાષા બોલતા હશે ત્યારે તે કેવી મધુર લાગતી હશે? તે સમયે સાતમા વર્ષ પહેલા બાળકોને શીરે કેળવણીનો અસહ્ય બોઝો લાવવામાં આવતો નહિ પરંતુ તેટલી વય સુધી તેઓનો વિકાસ સ્વતત્ર થતો. સાતમે વર્ષે યજ્ઞોપવિત્ત સંસ્કારથી બાળકને વિભૂષિત કરી તેઓને ગુરૂઓના આશ્રમે વિદ્યા ભણવા મોકલતા. ત્યાં તેઓ મગજની કેળવણી નહિ પણ હૃદયની કેળવણી લેતા. તે કેળવણીથી તેઓ બીજાને દુઃખે દુઃખી અને બીજાને સુખે સુખી થતા શીખતા. તે સમયે દરેક હૃદયમાં આધ્યાત્મ જ્ઞાન પ્રકાશતું. હૃદય ઇશ્વરનો સંગ શોધતું. તે સમયની કેળવણીનું વર્ણન લખતાં પાનાનાં પાના ભરાય તેમ છે પણ વિષય લંબાણના ભયથી અહિંજ અટકું છું.

**માધ્યમિકઃ**—મધ્યકાલમાં માત્ર પુરૂષોજ કેળવણી લેવા લાગ્યા. અને તે પણ પેટ પોષવા પૂરતીજ, તેથી આપણામાં અજ્ઞાન વધતું ચાલ્યું.

**અર્વાચિનઃ**—હાલમાં કેળવણી લેવાનો પવન પુંકાયો છે. યુનિવર્સીટીની ડીગ્રીઓ લેવા સર્વનું ધ્યાન ખેંચાયું છે. પણ હાલ હૃદયની કેળવણી ક્યાં છે? હાલ રાષ્ટ્રીય કેળવણી ક્યાં છે? કેળવણી લીધેલા યુવકો જ્ઞાતિના હિત માટે આટલા બધા બેદર-

કાર શા માટે છે? કેળવણી લઇને જ્ઞાતિનો મોટો સમૂહ નોકરી કરવાને ઇચ્છે છે. આપણી જ્ઞાતિની વસ્તીના પ્રમાણમાં બહુજ થોડા ઉંચી કેળવણી મેળવે છે. મોટો સમૂહ ગુજરાતી સાધારણ જ્ઞાન મેળવી મારકેટમાં તાકા ઉપાડવા જાય છે. કેળવણીમાં આપણે જોઇએ તેવા આગળ વધ્યા નથી. આપણી જ્ઞાતિ નિર્ધન છે. કેળવણીમાં ઘણી ખામીઓ, કેળવણીનો અભ્યાસક્રમ ભાર રૂપ છે. કેળવણી બહુજ ખરચાળ છે. જ્ઞાતિના વિદ્યાર્થીઓને પુસ્તક અને ફીના સાધન નથી. તેથી આપણી કેળવણી આગળ વધતી અટકી છે. આપણી જ્ઞાતિમાં, એમ. એ; બી. એ; એલ. એલ. બી. વગેરે છે. પણ તેઓના હૃદયમાં જ્ઞાતિને માટે દાઝ કયાં છે? જ્ઞાતિના હિતના કાર્યમાં તેઓ ભાગ કયાં લે છે? આપણી જ્ઞાતિનો પૈસાદાર વર્ગ કેળવણીમાં રસ લેતો નથી તેથી આપણી કેળવણી આગળ જતી નથી. કેળવણી વિના આપણી જ્ઞાતિ કદિપણ આગળ ચાલશે નહિ.

**સુધારોઃ**—જ્ઞાતિમાં કેળવણી લેનાર વિદ્યાર્થીને કેળવણી લેવી સરલ થાય તેવા સાધનો જ્ઞાતિ તરફથી પૂરાં પાડવા. પૈસાદાર વર્ગે તેમાં પોતાનો પૈસો આપવો. કેલવણીની તપાસ માટે "ઔદિચ્ય. જ્ઞાતિ કેળવણી વર્ધક મંડળ" સ્થાપવું તે મંડળ જ્ઞાતિમાં કેટલા કેળવણી નથી લેતા? શા માટે નથી લેતા? તેમને કયા સાધનની જરૂરછે? વગેરે તપાસ રાખી શકે અને તેમાં સુધારો કરી શકે. કેવળણી લેનાર ગરીબ વિદ્યાર્થીને માટે સ્કોલરશીપો રાખી શકે. આ રીતે આપણી જ્ઞાતિમાં કેળવણીનું કાર્ય આગળ વધારી શકાય.

## બાળ કેળવણી અને ગૃહ કેળવણી.

આપણા બાળકોને જે કેળવણી મળેછે તે કેળવણી બહુજ અધુરી છે નિશાળમાં તેમને લખતાં, વાંચતા, હિસાબ ગણતાં, ઇતિહાસ અને ભૂગોલનો પાઠ ભણતાં શીખવાય છે. આ કેળવણીથી આપણું શ્રેય સધાશે નહી. આપણા બાળકોને હવે બીજાની નોકરી કરવી નથી. તેઓને પરતંત્ર રહેવું નથી પણ સ્વતંત્ર થવું છે. તેથી તેમને તે જાતની કેળવણી મળવી જોઇએ.

નિશાળમાં શિક્ષકો બાળકોને પ્રેમથી બોલાવતા નથી માટે બાળકો પણ અન્ય સાથે પ્રેમ ભાવ રાખતા નથી. શિક્ષકો ક્રુરતાથી તેમને શિક્ષા કરેછે તેથી બાળકો ક્રુર, બીકણ, અસત્યવાદી થતાં શીખેછે. આપણા શિક્ષકોમાં સ્વદેશ પ્રેમ નથી તેથી આપણા બાળકોના જીવન પણ સ્વદેશ પ્રેમથી રંગાતા નથી. હાલની કેળવણીથી આપણા બાળકો સાચા શહેરી થઈ શકતા નથી.

**સુધારોઃ**—શાળામાં પ્રેમાળ શિક્ષકો નિમાવા જોઇએ. આપણા બાળકો સાચા શહેરીઓ થાય તેટલા માટે તેમને રાષ્ટ્રીય કેળવણી મળવી જોઈએ. શાળામાં બાળકો સમક્ષ એવા આદર્શ ખડા કરાવવા કે જેથી આપણા બાળકો જ્ઞાતિના ઉત્તમ નરરત્નો થઇ શકે. સ્વદેશ પ્રેમ શાળામાં શીખવવો જોઇએ. કેળવણીનો બોજો હલકો થવો જોઇએ. બાળકોને ધાર્મિક અને નૈત્તિક રંગોથી રંગવા જોઇએ. તેમને આપણા પ્રાચીન ઇતિહાસ, ભાષા અને જાહોજહાલીના જ્ઞાન સાથે હાલની આપણી જ્ઞાતિની સ્થિતી અને બંધારણનું સચોટ જ્ઞાન આપવું જોઇએ.

આપણી શાળા ગમે તેટલી ખરાબ હોય પણ જો આપણી ગૃહકેળવણી સારી હોય તો તેથી બાળકો ઉપર સારી અસર થવા સંભવ છે. ઉત્તમ પુત્ર થવાનું ઉત્તમ પતિ થવાનું, ઉત્તમ સ્નેહી થવાનું અને ઉત્તમ પિતા થવાનું જ્ઞાન બાળકોને ગૃહમાંજ આપી શકાય. ઊદારતા, દયા, ક્ષમા અને જ્ઞાતિ માટેનો પ્રેમ એ સર્વે તેમને ગૃહમાંજ આપી શકાય. આ કાર્ય માટે એક કેળવાએલી માતા બસ છે. સો શિક્ષકની બરાબર એક માતા બાળકને કેળવી શકેછે. હાલ આપણી ગૃહ કેળવણી બહુ ખામીવાળી છે. માતાઓ ભણેલી નથી તેથી તેઓ ગૃહમાં પોતાના બાળકોને સંસ્કારી બનાવી શકતી નથી. બાળકોને ગાળો, ભય અને તાડનને બદલે પ્રેમથી કેળવવાં જોઇએ. જે વિષય તરફ બાળકનું કુદરતી વલણ થાય તે વિષયમાં તેને આગળ વધારવા માતા પિતાએ પ્રયાસ કરવા. પોતાના બાળકોને અત્યંત લાડ લડાવ-

વાથી બાળકોના જીવન વારંવાર ધુળમાં મળતાં જોયાંછે. તે ઉપરાંત ગૃહસ્થ કુટુંબમાં બાળકોને ગૃહના ચાકરો ઉછેરે છે. આ રિવાજ ઘણોજ અધમ છે. કારણકે ચાકર બાળકને પોતાના જેવો થવા ઇચ્છેછે. સુજ્ઞ માતાઓએ બાળક ઉછેરવાનું કાર્ય પોતાની પાસે રાખવું. આપણા બાળકો કયા વાતાવરણમાં રહેછે, કોની સાથે રમેછે, કઈ રમત રમેછે, તે રમતની અસર બાળકોના મગજ ઉપર કેવી થાયછે એ સર્વ ધ્યાન માતાએ રાખવું જોઇએ. બાળકો એ પરમાત્માએ સોંપેલી થાપણ છે. તેનો સદુપયોગજ થવો જોઇએ. બાળકો એ સ્વર્ગમાંથી ઊતરેલા મહાન આત્માઓછે તેને પોષવા, પૂજવા જોઇએ. બાળકો એ પરમાત્માના સ્વરૂપને ઓળખાવનારાં સાધનછે, તેમને સંસ્કારી બનાવવા જોઇએ. બાળકો એ પ્રભુના પયગંબરો છે, તેમની તરફ પ્રેમ રાખો અને તે તમને પ્રેમ આપશે. મહાત્મા ક્રાઇસ્ટે કહ્યું છે કે "Let children come to me" "બાળકોને મારી પાસે આવવા દ્યો" બાળકો પ્રભુને પણ વ્હાલા છે. તો શા માટે આપણને તે વ્હાલાં ન હોય? જો આપણી ગૃહ કેળવણી ઉત્તમ માતાથી અપાશે તો આપણા બાળકો સાચા જ્ઞાતિભકત તરીકે બહાર આવશે. પ્રભુ. બાળકને બચાવો.

## કન્યા કેળવણી.

આપણી જ્ઞાતિમાં કન્યાઓને ભણવાની અગત્ય હવે સમજાવા લાગી છે. તે આધારે ઘણી કન્યાઓ અત્યારે શાળામાં અભ્યાસ કરેછે. પરંતુ જ્ઞાતિની કન્યાઓનો મોટો સમુહ અજ્ઞાનમાં અથડાય છે. આપણી કન્યાઓ ભણેછે પણ તે કેળવણી ખામી વાળી છે તેથી તેઓ પવિત્ર જીવન ગુજારી શકતી નથી અને કેળવણી લઇને એક ઊત્તમ પુત્રી, પત્ની કે માતા થઈ શકતી નથી. આપણી કન્યાઓને ઇતિહાસ, ભુગોલ કે વ્યાકરણ વગેરે જ્ઞાન હશે તો તેથી તેઓ સારૂં કાર્ય કરી શકશે પરંતુ તેટલુંજ જ્ઞાન આપણી કન્યાઓ માટે બસ નથી. આપણી કન્યાઓને ગૃહ વ્યવસ્થા રાખવાનું, પત્નીધર્મ સમજાવનારૂં આરોગ્યના નિયમો સમજાવનારૂં ઉત્તમ પાકશાસ્ત્ર શીખવનારૂં

ઘરવૈદુ બતાવનારૂં શિક્ષણ જોઇએ તેમને શીવણ ગુંથણ અને ભરતકામ શીખવું છે. તેમને પ્રાચીન સતીઓનો ઇતિહાસ જાણવોછે. તેમને ધર્મ અને નીતીનું જ્ઞાન મેળવવું છે. આપણી કન્યાએને ઉમદા શિક્ષણ આપવાની જરૂર છે.

**સુધારોઃ**—કન્યાઓને ફરજીઆત કેળવણી મળવી જોઇએ. તેમને શીખવનાર શિક્ષકો સ્રીઓ હોવી જોઇએ. માતાઓએ પોતાની કન્યાઓને શાળામાં જતી અટકાવવી જોઇએ નહી. પુત્ર અને પુત્રી વચ્ચે આપણે જે તફાવત રાખીએ છીએ તે દૂર કરવો જોઇએ.

## સ્રીકેળવણી

આપણી સ્રીઓમાં ભાગ્યેજ કોઇ એવી હશે કે જેને સારૂ જ્ઞાન મળેલું હોય મોટો સમુહ અજ્ઞાનછે, બ્હેનોનું ઘરછે, તેથી તેઓ નવરાશની વખતે બીજાની નિંદા કરેછે, એક બીજા સાથે લડેછે, કુટુંબમાં કલેશ કરેછે. અજ્ઞાન હોવાથી તેઓ આપણા જાહેર જીવનને કે જ્ઞાતિના હિતને સમજતી નથી જ્યાં સુધી સ્રીઓ કેળવાશે નહિ ત્યાં સુધી આપણા સર્વ કાર્યો અધુરાંજ રહેવાના.

**સુધારોઃ**—મોટી વયની સ્રીઓને શિક્ષણ મળી શકે તેટમાટે સ્રી શિક્ષણ વર્ગો શરૂ કરવા તેમાં કેળવાએલી બ્હેનો સ્રીઓને અક્ષરજ્ઞાન આપે સારાં ધાર્મિક પુસ્તકો વાંચે, વંચાવે તેમનું કાય તેમ ને સમજાવે અને જ્ઞાતિને માટે તેઓમાં પ્રેમ ઉત્પન્ન કરે દેવાલયમાં અથવા ચોકમાં અથવા ચોરામાં રાત્રિ વાંચન બહુજ ફલદાયી નિવડશે. રાત્રે (સ્રી અને પુરૂષો) એકત્ર કરી તેમની પાસે જ્ઞાનના પુસ્તકો વાંચવા અને સરલ ભાષામાં તેમને તે સમજાવવાં આ પ્રમાણે કાર્ય શરૂ કરવાથી વાંચન અને જ્ઞાનનો બ્હોળો ફેલાવો થશે. સ્રીઓ પોતાની સ્થિતિ અને સ્વમાન સમજશે.

## રાત્રિશાળા.

રાત્રિશાળાથી શિક્ષણનો પ્રચાર સારો થઇ શકેછે. નિશાળે ન જઇ શકે તેવા, નોકરીઆત મજુરો, મોટી વયના માણસો

અને ધંધાદારીઓ માટે રાત્રિશાળામાં બહુજ ઉત્તમ જ્ઞાન મળી શકેછે. જે શેરીમાં ઉપરના માણસો રહેતા હોય ત્યાં રાત્રિશાળા શરૂ કરવી. રાત્રિશાળાનો સમય સર્વને રૂચતો રાખવો. ત્યાં વિદ્યાર્થીઓને ધર્મ, નીતિ, અક્ષર અને વ્યવહાર તેમજ જ્ઞાતિની સ્થિતિનું જ્ઞાન આપવું રાત્રિશાળાઓ તદ્દન મફત ચલાવવી અને વધારે વિદ્યાર્થીઓ ત્યાં આવે તેટલા માટે રાત્રિશાળાના શિક્ષણને રસિક અને આકર્ષક બનાવવું જ્ઞાતિના બેચાર નિ:સ્વાર્થી સેવકો આકાર્ય સત્વર ઉપાડી શકશે. પ્રસંગોપાત ત્યાં ભણતા વિદ્યાર્થીઓની પરીક્ષા લેવી અને તેમને ઇનામ આપવા. રાત્રિશાળાના દીવા અને પુસ્તકો વગેરેનો ખર્ચ જ્ઞાતિના મંડળો આપે. આવી શાળાઓ દરેક ગામમાં શરૂ કરવી.

## વાંચનાલય

વાંચનથી સર્વ ઉન્નતિ સિદ્ધ થાયછે. વાંચનથી મનુષ્ય વિચારોમાં પરિવર્તન થઇ શકેછે. વાંચનથી આપણે બીજાના વિચારો જાણી શકીએ છીએ વાંચન એ આપણો સાચો મિત્રછે. વાંચન વડેજ આપણે ભિન્ન ભિન્ન સ્વભાવના માણસોના પરિચયમાં આવીએ છીએ.

આપણી જ્ઞાતિમાં વાંચન વધારવા માટે આપણી જ્ઞાતિના દરેક ગામમાં નાનું અથવા મોટું વાંચનાલય શરૂ કરવું તેમાં ઉત્તમ પુસ્તકો રાખવા. ઉપરાંત માસિકો દૈનિકપત્રો, અઠવાડિકપત્રો વગેરે મંગાવવા. આ વાંચનાલયનો ઉપયોગ દરેક માણસ મફત કરી શકે તેવી ગોઠવણ કરવી. સ્ત્રીઓને માટે પણ આવું વાંચનાલય ખોલવાની અગત્યછે. વાંચનાલય શરૂ થતાં અને તેમાં જ્ઞાતિજનોનુ વાંચન શરૂ થતાંજ આપણી જ્ઞાતિની ઉન્નતિ પણ શરૂ થશે.

## ફરતું પુસ્તકાલય

સારાં સારાં પુસ્તકો એકત્ર કરી તેને અમુક જથ્થાવાર પેટીમાં ગોઠવવાં પછી જ્યાં આપણી જ્ઞાતિ રહેતી હોય તે ગામોમાં તેની પેટીઓ મોકલવી એક ગામમાં વાંચન પુરૂં થતાં તે પેટી

બીજે ગામ મોકલાય તેવી ગોઠવણ કરવી. દરેક ગામમાં રહેતાં એક પરિચિત બંધુ આ કાર્ય કરી શકશે. આ યોજનાથી ઘેરબેઠાં વાંચન પુરૂં પાડી શકાયછે. સ્ત્રીઓને પણ આ યોજનાનો લાભ મળવો જોઇએ

## વિદ્યાર્થી ભુવન (બોર્ડિંગ)

હાલ જ્યાં ત્યાં વિદ્યાર્થી ભુવન સ્થાપવાનો પવન શરૂ થયોછે. પ્રચલિત રીવાજને અનુસરી વિદ્યાર્થી ભુવનો દરેક જ્ઞાતિ શરૂ કરેછે આ પ્રયાસ સ્તુત્યછે. વિદ્યાર્થી ભુવનો શરૂ થાય તે ઇચ્છવા યોગ્યછે. આપણી જ્ઞાતિ જ્યાં વસીછે. ત્યાં કેટલાક ગામો એવાં છે કે જે ગામમાં બીલકુલ નીશાળજ નથી અને પાસેના ગામડામાં હોયછે તે એવી સ્થિતિમાં હોયછે કે વર્ષાઋતુમાં વિદ્યાર્થીને ત્યાં જવું મુશ્કેલ પડેછે શહેરમાં રહીને ભણવાના ખર્ચ બહુજ આવેછે. આપણી જ્ઞાતિ ગરીબછે તેથી તેને તે ખર્ચ પરવડે નહિ. આવી અડચણને લીધે આપણી કેળવણી આગળ વધી શકતી નથી. આ અડચણો દુર કરવાને પ્રસિધ્ધ શહેર ભાવનગરમાં એક ઔદિચ્ય બોર્ડિંગ શરૂ થઇછે. જેમાં જુદા જુદા ગામના વિદ્યાર્થીઓ સાથે વસેછે. સંપથી રહેછે.

મેં ઘણી બોર્ડિંગોનો અભ્યાસ કરેલછે. તેથી મને તે વિષે કંઇક અનુભવછે. એમ હું નીડરપણે કહી શકીશ કેટલીક બોર્ડિંગોમાં તેના રક્ષક અને વિદ્યાર્થી વચ્ચે સ્નેહ જણાતો નથી. કેટલીક બોર્ડિંગમાં ખાનપાન અને રહેવાની વ્યવસ્થા સારી હોતી નથી. કેટલીક બોર્ડીંગમાં વિદ્યાર્થીઓ કયાં રમેછે અને કયાં ફરેછે? તેનું ધ્યાન રક્ષક રાખતો નથી. કેટલીક બોર્ડીંગમાં ધાર્મીક સત્વ દાખલ થતું નથી. કેટલીક બોર્ડીંગમાં રમત ગમતનાં સાધન સારાં હોતા નથી. કેટલીક બોર્ડીંગમાં જીવન બહુજ ખરચાલ બને છે જેથી બોર્ડીંગ છોડયા પછી વિદ્યાર્થીની સ્થિતી બહુજ કઢંગી થાયછે. આવી અનેક ખામીઓ હાલની કેટલીક બોર્ડીંગમાં જોવામાં આવેછે. તેથી બોર્ડીંગ ઉદ્દેશ જોઇએ તેવો સચવાતો નથી.

ભાવનગરમાં આપણી બોર્ડીંગ છે. તેના રક્ષક તરીકે રા. રા. વેણીશંકર ગોવર્ધનરામ ભટ મફત કાર્ય કરેછે. આ રક્ષક સાહેબની સ્તુતી કરવી એ તેમની કીંમતને ઘટાડવા બરોબર છે. કારણકે હું તેની સ્તુતી કરવાને સમર્થ નથી. મને તેમને માટે અત્યંત પૂજ્ય ભાવ છે. મારો સ્નેહ મને એટલું તો કહેવાને આજ્ઞા કરેછે, તે પુરૂષ એક સાધુ ચરીત, સાદાઇના હીમાયતી, સત્વ ગુણી અને દેશના સાચા ભકત છે. જન સેવાથી તેમનું અંગેઅંગ રંગાએલું છે. આવા ઉમદા ચરીત, રક્ષક મેળવવાને આપણી જ્ઞાતી ખરેખર ભાગ્યશાલી છે. તેઓ સાહેબ મગજની નહિં પણ હ્રદયની કેળવણી આપવાને પ્રયાસ કરેછે. તેઓ વિદ્યાર્થીઓને સાચા શહેરીઓ અને સાચા જ્ઞાતિ ભકત બનાવવા મથેછે. આપણી બોર્ડીંગમાં સાંજ સવાર સ્નાન સંધ્યા થાયછે, વૈશ્વદેવ થાયછે. વિદ્યાર્થીની શારીરિક ખીલવણી માટે તેઓ (વિદ્યાર્થીઓ) કસરત અથવા બાગનું કાર્ય કરેછે, સાંજ સવાર પ્રભુ પ્રાર્થના કરેછે. વિદ્યાર્થીઓને ખોરાક સારો મળેછે. રક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચે પિતા પુત્રનો સંબંધ છે. રમત ગમતના સાધન સારા જથ્થામાં છે. બોર્ડીંગનું પુસ્તકાલય ખરેખર જોવાજ લાયક છે. વિદ્યાર્થીના ચારિત્ર બંધારણ ઉપર ખાસ લક્ષ્ય અપાય છે. બોર્ડીંગમાં તેઓને સાદાઇ અને સાદું જીવન ગુજારવાનો અનુભવ મળેછે. આપણા આ વિદ્યાર્થી ભુવન માટે મને ખરેખર અત્યંત માન ઉપજેછે. હું નિખાલસ હ્રદયથી પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે મારા જીવનના સુધારક રા રા. વેણીશંકરભાઇ દીર્ઘાયુષ્ય ભોગવે અને આપણી બોર્ડીંગ તેમની શિતળ છાય નીચે જ્ઞાતિના મહાન ભકતો ઉત્પન્ન કરે. આ વિદ્યાર્થી ભુવન નિહાળતાં મને આપણા પ્રાચીન આશ્રમોનું ભાન થાયછે અને જ્ઞાતિની ઉન્નતીની ઝાંખી આશા જણાય છે. આ સંસ્થા હજુ ઉછરતીછે, બાળકછે. જ્ઞાતિએ તેને જન્મ આપ્યો છે. જ્ઞાતિ તેની માતા છે. જ્ઞાતિએ તેને પોષવાની છે. તેની જાહોજહાલીમાં જ્ઞાતિની જાહોજલાલી છે. જ્ઞાતિના ગૃહસ્થ જનોને મારી ખાસ વિનંતી છે કે તેઓએ આ સંસ્થાને પૈસાની મદદ આપી નીભાવવી. કારણકે विद्यादानं सर्वदानात् विशीष्यते ।

## વિદ્યોત્તેજક ફંડ

જ્ઞાતિની વધતી જતી ગરીબીને લીધે ઘણા વિદ્યાર્થીઓને પુસ્તક, ફી અને કપડાંના તાકડા થતા નથી. તેથી તેઓ અભ્યાસ કરતા નથી. આખામી દુર કરવા માટે અને ગરીબ વિદ્યાર્થીને અભ્યાસના સાધન મળે તે માટે વિદ્યોત્તેજક ફંડો શરૂ કરવાં જોઇએ. જેમાંથી ગરીબ વિદ્યાર્થીઓને, પુસ્તક, ફી, કપડાં ઇનામ અને સ્કોલરશીપ મળે તેમ થવું જોઇએ. ઘણી વખત એવું બનેછે કે સાચા ગરીબ માણસોને મદદ મળતી નથી અને ડોળધાલુ તેનો લાભ મેળવેછે. જ્ઞાતિના સર્વ ગામડામાં આવાં વિદ્યોત્તેજક ફંડો શરૂ કરવા જોઇએ. વિદ્યોત્તેજક ફંડથી મળતા લાભ માટે આપણે "ભાવનગર વિદ્યોત્તેજક કમીટી" નો રિપોર્ટ તપાસશું તો જણાશેકે આવું એક મંડળ આપણી જ્ઞાતિની ગરીબીને પુરૂં પડવા માટે બસ નથી એવા અનેક મોટા મડળો ઉભા કરવા અને તેને નાણાની મદદ આપી મજબુત કરવા.

## લેખક સેવકના બે બોલ

વ્હાલા વાંચક બંધુ, હવે મારો નિબંધ બંધ થાયછે. હું કંઇ સમર્થ લેખક નથી, મારામાં ભાષાનું સારૂ જ્ઞાન નથી. હું કંઇ વિચારક નથી તેમજ મારામાં અનુભવ નથી. જ્ઞાતિજનો સમક્ષ મારા વિચારોજ આ નિબંધમાં મેં રજુ કર્યાછે તે બધાને સત્ય લાગશે તેમ હું કહી શકતો નથી પરંતુ મને સત્ય જણાયછે. આ નિબંધમાં ઘણી ભુલો થવા સંભવછે પરંતુ મને આશા છે કે વિદ્વાન વાંચક મારી તે ભુલો પ્રત્યે ક્ષમાની દ્રષ્ટિથી જોશે. મનુષ્ય માત્ર ભુલને પાત્ર, હું કહી શકતો નથી કે વાંચક કદાપિ કોઇ ભુલ કરતો નહિ હોય આમાં જણાવેલા વિચારો અમુક વ્યકિત માટેજ નથી પરંતુ તે સાર્વજનિકછે. તેથી કોઇએ તેમાં માઠું લગાડવાનું નથી આ નિબંધમાંથી સાર સાર ગ્રહણ કરી બાકીનું છોડી દેવા આ લેખક વાંચકગણને પ્રાર્થના કરેછે.

વાંચક તું ઔદિચ્ય હોય કે ન હોય પરંતુ આ લેખ વાંચવાથી તને કંઇક મળશે એમ મને શ્રધ્ધાછે. આપણું ભવિષ્ય

આપણા હાથમાંછે. આપણી ઉન્નતિ આજ થવી કે કાલ તે આપણા પ્રયાસો ઉપર આધાર રાખેછે. તને તારી જ્ઞાતિ પ્રત્યે માન હોય તારી જ્ઞાતિના દુઃખે દુ:ખી થતો હોય તો આ નિબંધ વાંચી તારી જ્ઞાતિ માટે કંઇક સેવા કરવા તત્પર થજે. આ નિબંધ લખવાથી અને વાંચવાથી જ્ઞાતિનું જરાપણ દુઃખ ઓછું થશે તો લેખક પોતાનો પ્રયાસ સફળ થયોછે એમ માનશે

હે પરમ કૃપાળુ પ્રભો! અમારા ઉપર કૃપાદ્રષ્ટિ વરસાવો અમારી જ્ઞાતિના દુઃખ દુર કરવા અમને બળ, બુદ્ધિ અને સાધન આપો. પ્રભો ? એવો દિવસ કયારે આવશે કે જ્યારે ઔદિચ્ય જ્ઞાતિ પોતાનું પ્રાચીન સ્થાન પુનઃ પ્રાપ્ત કરશે! પ્રભુ દયા, કરો ક્ષમાકરો, સર્વનો વિજય હો! સર્વનું કલ્યાણ હો!

"વાંચક, બોલ, શુદ્ધ હૃદયથી, હૃદયના ઉંડાણમાંથી બોલ ઔદિચ્ય જ્ઞાતિકી જય પ્રિય વાંચક, મને આપણા ભાવિમાં સંપુર્ણ શ્રદ્ધાછે. હું આપણું ભવિષ્ય સદા ઉજવળ નિહાળું છું નિરંતર બોલુંછું અને મરતાં સુધી બોલીશકે:—

હમારો ધર્મ્મ છે હેતુ, પ્રભુ વ્હારે જરૂર ધારો;
હમારા ભાવિમાં શ્રદ્ધા, અને આશા અમોને છે.
કાર્યમાં

અસ્તુ:—

"वंदेमातरम्" ओरम् शांतिः "જયગુરૂ વંદન"

"જયહિન્દ"



"શ્રી વાળા આદિત્ય સકળ જ્ઞાતિહિતવર્ધક મંડળ" મુંબઈ.

# વિજ્ઞપ્તિ

૧ આ મંડળનો "જ્ઞાતિહિત" એજ ઉદ્દેશ હોવાથી જ્ઞાતિ હિતના હરેક કાર્યો તુરતમાં ઉપાડી લેવામાં આવેછે.

૨ દરેક જ્ઞાતિ બન્ધુઓને અરજ કરવામાં આવે છે, કે પોતાને ત્યાં આવતા શુભા શુભ પ્રસંગોએ સ્વયં સેવકોની જરૂર પડે તો આ મંડળ તરફ માગણી કરવી.

૩ આ મંડળ તરફથી દર વર્ષે માગવામાં આવતા નિબન્ધો જ્ઞાતિના દરેક ઉત્સાહી લેખકે લખવા પ્રયત્ન કરવો.

૪ શ્રી વણામાં ચાલતી સંસ્કૃત પાઠશાળામાં દ્રવ્યમાં કોઈપણ ગૃહસ્થને મદદ આપવાની ઇચ્છા થાય તો તેમણે આ મંડળના સેક્રેટરીઓ તરફ મોકલી આપવા મહેરબાની કરવી જે મળ્યેથી તેની પહોંચ આપવામાં આવશે.

૫ આ મંડળમાં પોતાને યોગ્ય લાગે તે વર્ગમાં મેમ્બર થવાની દરેક બન્ધુઓને વિજ્ઞપ્તિ કરવામાં આવેછે.

૬ મુંબઈની યુનીવર્સીટીમાં પરિક્ષા દેવા આવનાર જ્ઞાતિના વિદ્યાર્થીઓને દરેક બાબતની સગવડતા કરી આપવામાં આવે છે એવી સગવડતા મેળવવા ઇચ્છનાર વિદ્યાર્થીઓએ સેક્રેટરીઓને અરજ કરવી.

૭ આ મંડળનો દરેક પત્ર વ્યવહાર સેક્રેટરીઓ તરફ કરવો.